

શ્રીકૃષ્ણ—મહાભારતના યુદ્ધે આત્મા.

Lakshmi Art, Bombay

ॐ



श्रीमद् वेदव्यास प्रणीत महाभारतनुं

# आश्वमेधिक पर्व.

રા. રા. ભાઈશંકર નાનાભાઈ સોલીસીટરની સાહાય્યથી

સ્વ૦ રા. રા. મણિશંકર મહાનંદ ભટ્ટે

પ્રસિદ્ધ કરેલું ભાષાંતર.


છાપી પ્રસિદ્ધ કર્યું

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની તરફથી

નરહરિરામ માધવરામ ત્રિપાઠી.

સ્થળઃ કાળબાદેવીરોડ, પ્રિન્સેસ સ્ટ્રીટ—મુંબાઈ.

સંવત ૧૯૮૧ સને ૧૯૨૫

આવૃત્તિ ૪ થી. પ્રત ૧૦૦૦

કિંમત રૂ. ૨-૪-૦

# અનુક્રમણિકા.


| અધ્યાય. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ | ધૃતરાષ્ટ્રનો પરિતાપ | ૧ |
| ૨ | કૃષ્ણે આપેલું આશ્વાસન | ૨ |
| ૩ | વ્યાસોપદેશ | ૩ |
| ૪ | મરૂત્ત રાજાનો યજ્ઞ | ૪ |
| ૫ | મરૂત્ત ચરિત્ર | ૫ |
| ૬ | મરૂત્ત ચરિત્ર ચાલુ | ૬ |
| ૭ | યજ્ઞ કરાવવા માટે સંવર્તને પ્રાર્થના | ૮ |
| ૮ | શંકરનું તપોવન | ૯ |
| ૯ | યજ્ઞ ઉપર ઇન્દ્રને થયેલો દ્વેષ | ૧૧ |
| ૧૦ | સંવર્તને ઇન્દ્રે મોકલેલું કહેણું | ૧૩ |
| ૧૧ | યજ્ઞ કરવાની સલાહ | ૧૬ |
| ૧૨ | કૃષ્ણનો બોધ | ૧૭ |
| ૧૩ | શરીરથીજ ધર્મ સધાય છે | ૧૮ |
| ૧૪ | અશ્વમેધ કરવાની મતિ | ૧૯ |
| ૧૫ | કૃષ્ણાર્જુન વિનોદન | ૨૦ |
| ૧૬ | અનુગીતારંભ | ૨૨ |
| ૧૭ | અનુગીતા ચાલુ | ૨૪ |
| ૧૮ | કર્માનુસાર જન્મ | ૨૬ |
| ૧૯ | જીવાત્મા વિચાર | ૨૭ |
| ૨૦ | દંપતી સંવાદ | ૩૦ |
| ૨૧ | દંપતી સંવાદ (ચાલુ) | ૩૨ |
| ૨૨ | જ્ઞાન ઉપર દંપતીનો સંવાદ (ચાલુ) | ૩૪ |
| ૨૩ | મન ઇન્દ્રિયોનો સંવાદ | ૩૫ |
| ૨૪ | નારદ અને દેવમત સંવાદ | ૩૭ |
| ૨૫ | ચાતુર્હોત્ર વિધાન | ૩૮ |
| ૨૬ | દંપતી સંવાદ (ચાલુ) | ૩૯ |
| ૨૭ | સંસાર અને બ્રહ્મવન | ૪૦ |
| ૨૮ | રૂપ રસાદિ બ્રહ્મને નથી | ૪૨ |
| ૨૯ | કાર્તવીર્ય ને સમુદ્રનો સંવાદ | ૪૩ |
| ૩૦ | અલર્ક અને સમુદ્ર | ૪૪ |
| ૩૧ | ગુણવર્ણન | ૪૬ |
| ૩૨ | જનક ને બ્રાહ્મણનો સંવાદ | ૪૭ |
| ૩૩ | બ્રહ્મભાવ પ્રદર્શન | ૪૮ |
| ૩૪ | બ્રાહ્મણનો પ્રશ્ન | ૪૯ |
| ૩૫ | મને બ્રહ્મ-પરમજ્ઞેય સમજાવો | ૫૦ |
| ૩૬ | ગુણાતીત અવ્યક્ત | ૫૨ |
| ૩૭ | રજોગુણનું વર્ણન | ૫૪ |
| ૩૮ | સત્વગુણનું વર્ણન | ૫૫ |
| ૩૯ | ગુણોની સંમિશ્રતા | ૫૬ |
| ૪૦ | આત્માનું પ્રાકટ્ય | ૫૭ |
| ૪૧ | દ્વિતીય સર્ગ વર્ણન | ૫૮ |
| ૪૨ | અહંકારમાંથી પંચ મહાભૂત | ૫૯ |
| ૪૩ | પ્રાણીઓનું વૈવિધ્ય | ૬૨ |
| ૪૪ | તત્વોમાંનું આદિરૂપ | ૬૪ |
| ૪૫ | વિચિત્ર કાળચક્ર | ૬૫ |
| ૪૬ | કોણ આલોકને જીતે છે | ૬૬ |
| ૪૭ | બ્રાહ્મણ પરમજ્ઞાન પામે છે. | ૬૯ |
| ૪૮ | સંસારરૂપી વૃક્ષ | ૭૦ |
| ૪૯ | ધર્મની વિવિધ ગતિ | ૭૧ |
| ૫૦ | બ્રહ્મનું ધર્મ કથન | ૭૨ |
| ૫૧ | મન ભૂતોનું કારણ છે | ૭૫ |
| ૫૨ | કૃષ્ણનું દ્વારિકાગમન | ૭૮ |
| ૫૩ | ઉત્તંકોપાખ્યાન | ૮૧ |
| ૫૪ | ઉત્તંક અને શ્રીકૃષ્ણ | ૮૨ |
| ૫૫ | ઉત્તંકે કરેલી શ્રીકૃષ્ણ સ્તુતિ | ૮૩ |
| ૫૬ | ઉત્તંકનું તપ | ૮૫ |
| ૫૭ | સૌદાસ પાસે મણિકુંડળની યાચના | ૮૭ |
| ૫૮ | સૌદાસ અને ઉત્તંક | ૮૮ |
| ૫૯ | ગિરનાર થઇ દ્વારકાં | ૯૧ |
| ૬૦ | વસુદેવે પૂછેલું યુદ્ધવૃત્ત | ૯૨ |
| ૬૧ | સૌભદ્રના યુદ્ધનું કથન | ૯૪ |
| ૬૨ | અભિમન્યુનો શોક | ૯૫ |
| ૬૩ | ધન માટે પ્રયાણ | ૯૬ |
| ૬૪ | પાંડવોની અશ્વમેધ માટે તૈયારી | ૯૮ |

| અધ્યાય. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૬૫ | શંકર પ્રસાદન | ૯૯ |
| ૬૬ | પરીક્ષિતનો જન્મ | ૧૦૦ |
| ૬૭ | સુભદ્રાની વિનંતી | ૧૦૧ |
| ૬૮ | ઉત્તરાની વિનવણી | ૧૦૨ |
| ૬૯ | ઉત્તરાને મૂર્ચ્છા | ૧૦૩ |
| ૭૦ | પરીક્ષિતનું સચેત થવું | ૧૦૪ |
| ૭૧ | અશ્વમેધની તૈયારી | ૧૦૬ |
| ૭૨ | વ્યાસ પાસે દીક્ષાની યાચના | ૧૦૭ |
| ૭૩ | અશ્વમેધનો આરંભ | ૧૦૮ |
| ૭૪ | ત્રિગર્તો સાથે યુદ્ધ | ૧૧૦ |
| ૭૫ | પ્રાગ્જ્યોતિષપુર આગળ યુદ્ધ | ૧૧૧ |
| ૭૬ | વજ્રદત્ત સાથે યુદ્ધ | ૧૧૨ |
| ૭૭ | સિંધુદેશમાં ઘોડો બધાયો | ૧૧૪ |
| ૭૮ | અર્જુનની દક્ષતા | ૧૧૫ |
| ૭૯ | બભ્રુવાહન ને અર્જુન | ૧૧૭ |
| ૮૦ | ચિત્રાંગદા ને ઉલૂપી | ૧૧૯ |
| ૮૧ | ઉલૂપીએ કરેલો ખુલાસો | ૧૨૧ |
| ૮૨ | મગધમાં યુદ્ધ | ૧૨૩ |
| ૮૩ | દક્ષિણાપથ પર્યટન | ૧૨૪ |
| ૮૪ | શકુનિના પુત્ર સાથે યુદ્ધ | ૧૨૫ |
| ૮૫ | દિગ્વિજય કરી અર્જુનનું આવવું | ૧૨૭ |
| ૮૬ | અશ્વમેધમાં સર્વેનું આતિથ્ય | ૧૨૮ |
| ૮૭ | અર્જુનનો સત્કાર | ૧૩૦ |
| ૮૮ | બભ્રુવાહનનો સત્કાર | ૧૩૧ |
| ૮૯ | પશ્વાલંભન ક્રિયા | ૧૩૩ |
| ૯૦ | નકુલાખ્યાન | ૧૩૫ |
| ૯૧ | પશુથી કે અન્નથી યજ્ઞ કરવો | ૧૪૦ |
| ૯૨ | ધર્મથી સ્વર્ગ મળે છે | ૧૪૨ |






# श्रीमन् महाभारत.

# आश्वमेधिक पर्व.

## અધ્યાય ૧ લો. ધૃતરાષ્ટ્રનો પરિતાપ.

**नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमं ।**

**देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥ १ ॥**

નરોમાં ઉત્તમ એવા નારાયણ તથા નરને અને દેવી સરસ્વતીને નમન કરી જયરૂપ ગ્રંથ (ભારત)નું કથન કરવું. વૈશંપાયન કહે છે—આકુળ થયેલી ઇંદ્રિયોવાળા, મહાબાહુ, યુધિષ્ઠિર જેણે ઉદકક્રિયા કરેલી છે એવા ધૃતરાષ્ટ્રને આગળ કરી ગંગા નદી ઉતર્યા. પછી આંસુઓથી વ્યાકુળ નેત્રવાળા તે મહાબાહુ જેમ પારધિએ વિંધેલો હસ્તિ હોય તેમ ગંગાને તીરે બેઠા. ખેદ પામતા યુધિષ્ઠિરને કૃષ્ણની પ્રેરણાથી ભીમસેને ઝાલ્યા અને શત્રુઓનાં સૈન્યને પીડનાર શ્રીકૃષ્ણે 'આમ કરો માં' એવું આશ્વાસન આપ્યું. હે રાજન્! ભૂમિવિષે પડેલા, પીડિત, વારંવાર નિઃશ્વાસ નાખતા એવા ધર્મના પુત્ર યુધિષ્ઠિરને રાજાઓ જોવા લાગ્યા. વળી પાંડવો રાજાને દીન મનવાળા તે ધૈર્યરહિત જોઇ ફરી શોક કરવા લાગ્યા. તેઓ વિષે પુત્રના શોકથી પીડા પામેલા, મહા બુદ્ધિમાન્, બુદ્ધિરૂપી નેત્રવાળા, ધૃતરાષ્ટ્ર રાજા યુધિષ્ઠિરને કહેવા લાગ્યા કે-હે કુરુશાર્દૂલ! ઉભા થાઓ અને કાર્ય કરો. હે કુંતીપુત્ર! તમે ક્ષત્રિયના ધર્મવડે આ પૃથ્વી જીતી છે માટે ભાઇઓ તથા સુહૃજ્જનો સહિત મન વાંછિત સુખો ભોગવો. હે ધર્મધારિઓમાં શ્રેષ્ઠ! હું તમારે શોક કરવાનું કંઇ કારણ જોતો નથી. હે પૃથ્વીના પતિ! મારે અને ગાંધારીએ શોક કરવાનો છે કે જેમના સો પુત્ર, સ્વપ્નમાં મળેલા ધનની પેઠે નાશ પામ્યા છે. હિતની કામનાવાળા મહાત્મા વિદુરનાં અતિ મોટા અર્થવાળાં વચનો ન સાંભળવાથી, દુષ્ટ બુદ્ધિવાળો હું આજ પરિતાપ પામું છું; કેમકે દિવ્ય જ્ઞાનવાળા ધર્માત્મા વિદુરે મને કહ્યું હતું કે, દુર્યોધનના અપરાધથી તમારૂં કુળ નાશ પામશે. હે રાજન્! જો કુળનું કલ્યાણ ઇચ્છતા હો તો મારૂં વચન માનો તથા આ દુષ્ટ મનવાળા મંદ, દુર્યોધનનો ત્યાગ કરો. કર્ણ અને શકુનિ, કદી પણ એને મળવા દો નહિ. તમે સખતાઇ રાખી તેમને દ્યૂત રમતા અટકાવો; તેમ ધર્માત્મા યુધિષ્ઠિર રાજાને અભિષેક કરો. તે વશી છે (જીતેંદ્રિય છે), તેથી ધર્મેકરીને આ પૃથ્વીને પાળશે. હે કુંતીપુત્ર! યુધિષ્ઠિરને આપ ન ઇચ્છતા હો તો તમે પોતે મેઢીરૂપ થયેલા (અર્થાત્ મધ્યસ્થ થઇ) રાજ્યને ગ્રહણ કરો, અને હે નરાધિપ! સર્વ જ્ઞાતિભાઇઓ સહિત, સર્વ પ્રાણિઓ પર સમાન ભાવે વર્ત્તનારા તમો પાછળ તેઓ જીવિકા ચલાવો. આ પ્રમાણે મોટા જ્ઞાનવાળા વિદુરના

કહેવા છતાં પણ મિથ્યા મતિવાળો હું પાપી દુર્યોધનને અનુસર્યો અને તે ધીરનાં મધુર વચનો ન સાંભળવાથી દુઃખરૂપી આ ફળને પામી શોકરૂપી સમુદ્રમાં ડુબ્યો. હે નૃપ! આજ તમારાં વૃદ્ધ માતપિતા અમોને દુઃખ પામેલાં જુએ છે માટે હે જનાધિપ! તમારે શોક કરવા યોગ્ય હું આમાં કંઇ જોતો નથી.

वृद्धौ हितेऽद्य पितरौ पश्य नौ दुःखितौ नृप।
न शोचितव्यं भवता पश्यामीह जनाधिप ॥ २० ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि प्रथमोऽध्यायः ॥ १ ॥



## અધ્યાય ૨ જો. કૃષ્ણે આપેલું આશ્વાસન.

वैशंपायन उवाच—एवमुक्तस्तु राज्ञा स धृतराष्ट्रेण धीमता।
तूष्णीं बभूव मेधावी तमुवाचाथ केशवः ॥ १ ॥

વૈશંપાયન કહે છે—આ પ્રમાણે બુદ્ધિમાન્ ધૃતરાષ્ટ્રે આશ્વાસન દીધેલા તે શાંત પડયા પછી ધારણાયુક્ત બુદ્ધિવાળા કૃષ્ણ તેમને કહેવા લાગ્યા કે, હે જનોના અધિપતિ! મનવડે કરેલો શોક આ લોકના પ્રથમ પ્રેત થયેલા પિતામહોને સંતાપે છે, માટે જુદા જુદા પ્રકારના, પ્રાપ્ત થયેલ દક્ષિણાઓવાળા, ઘણા યજ્ઞોથી આપ યજન કરો. સોમવડે દેવતાઓને, સ્વધાથી પિતૃઓને, અન્નપાનવડે અતિથિઓને અને બીજી કામનાઓથી નિર્ધન જનોને તૃપ્ત કરો. તમે જાણવાનું સર્વ જાણેલું છે, કરવાનું સર્વ કર્મ કરેલું છે. વળી તમે ભાગીરથી (ગંગા) ના પુત્ર ભીષ્મથી, કૃષ્ણદ્વૈપાયન (વ્યાસ) થી, નારદથી તથા વિદુરથી રાજધર્મો પણ સાંભળ્યા છે; આથી તમે મૂઢ લોકોની વૃત્તિને અનુસરવા યોગ્ય નથી, પિતા અને પિતામહની વૃત્તિ પ્રત્યે રહી રાજ્ય ધુંસરી ધારણ કરો. જેને સારૂ શોક કરો છો તે ક્ષત્રિયો યશથી યુક્ત થઇ સ્વર્ગને પામવા યોગ્ય હતા, કારણ કે શૂરાઓમાં કોઇ પણ વીર પાછું મુખ કરી નાસ પામ્યો નથી. હે મહારાજ! એ તેમજ થવાનું હતું માટે શોકનો ત્યાગ કરો. જેઓ આ રણમાં નાશ પામ્યા છે તેઓ ફરી તમારાથી જોઇ શકાય એમ નથી. આવી રીતે તે મહા તેજસ્વી કૃષ્ણ ધર્મરાજા યુધિષ્ઠિરને કહી મૌન રહ્યા અને યુધિષ્ઠિર તેમને કહેવા લાગ્યા કે, હે ગોવિંદ! તમે સૌહૃદથી તથા પ્રેમથી સદા મારી ઉપર કૃપા કરો છો અને મારા પર જે તમારી પ્રીતિ છે તે મેં જાણેલી છે તોપણ હે ચક્ર તથા ગદાને ધારણ કરનાર! હે યાદવના પુત્ર! જો તમે મને તપોવન પ્રત્યે જવા આજ્ઞા આપો તો તમે મારૂં અતિ મોટું પ્રિય કર્યું કહેવાય. હું સંગ્રામો વિષે પલાયન ન કરનાર પુરૂષોમાં શ્રેષ્ઠ એવા ભીષ્મપિતામહને તથા કર્ણને પાડી શાંતિ પામતો નથી માટે હે શત્રુને દમનાર! જે કર્મે કરી આ ક્રૂર કર્મથી હું છૂટું અને જે કર્મથી મારૂં મન શુદ્ધ થાય તે બતાવો. આ પ્રમાણે ઉપદેશ ઇચ્છતા કુંતીના પુત્રને શાંત કરવા ધર્મને જાણનારા, અતિ મોટા તેજવાળા વ્યાસ અર્થવાળું આવું વચન બોલ્યા. હે તાત! તમારી અકુશળ બુદ્ધિ છે જેથી ફરીને બાળપણાની પેઠે મોહ પામો છો. હે તાત! આપણે વારંવાર મિથ્યા પ્રલાપ કરીએ છીએ. જેઓની યુદ્ધથી આજીવિકા છે તે ક્ષત્રિયોના ધર્મો તમારા જાણેલા છે. વળી તમે યથાર્થપણાથી સર્વ મોક્ષધર્મો સાંભળ્યા છે માટે તમે મનની પીડારૂપી બંધનથી બંધાવા

યોગ્ય નથી. વારંવાર કામ ( ઇચ્છા ) થી થયેલા તમારા સંદેહો મેં કાપેલા છે તોપણ શ્રદ્ધારહિત, દુષ્ટ મેધાવાળા અને જેની સ્મૃતિ લોપ પામેલી હોય એવા કેમ બની જાઓ છો ? હે અનઘ ! તમને આવું, અજ્ઞાન ઘટતું નથી. હે ભારત ! સર્વ પ્રાયશ્ચિતો તમારાં જાણેલાં છે. તમે સર્વ રાજધર્મો સાંભળ્યા છે, તમે સર્વ દાનધર્મો સાંભળ્યા છે, તમે સર્વ ધર્મોને જાણનાર, સર્વ શાસ્ત્રોમાં કુશળ છતાં ફરી અજ્ઞાનથી જેમ તેમ કેમ મોહ પામો છો ?

स कथं सर्वधर्मज्ञः सर्वागमविशारदः ।
परिमुह्यसि भूयस्त्वमज्ञानादिव भारत ॥ २० ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि द्वितीयोऽध्यायः ॥ २ ॥

## અધ્યાય ૩ જો. વ્યાસોપદેશ.

व्यास उवाच—युधिष्ठिर तव प्रज्ञा न सम्यगिति मे मतिः
नहि कश्चित्स्वयं मर्त्यः स्ववशः कुरुते क्रियां ॥ १ ॥

વ્યાસ કહે છે—હે યુધિષ્ઠિર ! કોઇ પણ માણસ પોતે પોતાને વશ છતાં ક્રિયા કરતો નથી માટે તમારી આવી બુદ્ધિ ઠીક નથી એવી મારી મતિ છે. કર્મથી બંધાયેલો આલોક છે તેમાં પુરૂષ સારૂં અથવા નઠારૂં કર્મ કરે છે. હે ભારત ! જો નિશ્ચયથી આત્માને પાપ કર્મવાળો માનતા હો તો જે રીતે પાપ હરાય છે તે જ્ઞાન સાંભળો. હે યુધિષ્ઠિર ! જેઓ પાપ કરે છે તે પુરૂષો નિરંતર તપ, યજ્ઞ, અને દાનોથી તરે છે. હે નરોમાં શ્રેષ્ઠ નરોના અધિપતિ ! દુષ્કર્મ કરનારા નરો યજ્ઞ, તપ તથા દાનથી પવિત્ર થાય છે. મહાત્મા સુર અને અસુરો પુણ્ય માટે યજ્ઞની ક્રિયા કરવા યત્ન કરે છે. યજ્ઞ પરમ આશ્રયરૂપ છે. યજ્ઞોથીજ મહાત્મા સુરો ઉત્તમ ગણાયા હતા અને ક્રિયાવાન દેવતાઓ દાનવોને પરાભવ પમાડતા હતા. હે ભરત કુળમાં થયેલા યુધિષ્ઠિર ! તમે પણ રાજસૂય, અશ્વમેધ, સર્વમેધ, નરમેધ યજ્ઞો કરો. વળી દશરથના પુત્ર રામચંદ્રની પેઠે તથા તમારા પૂર્વ પિતામહ, શકુંતલાથી જન્મેલા, દુષ્યંતના પુત્ર, પૃથ્વીના પતિ ભરતની પેઠે વિધિ પ્રમાણે દક્ષિણાવાળા, બહુ પ્રકારનાં અન્ન તથા ધનવાળા, અશ્વમેધવડે યજન કરો.

યુધિષ્ઠિર કહેવા લાગ્યા—હે દ્વિજોતમ ! જરૂર અશ્વમેધ પૃથ્વીને પણ પવિત્ર કરે છે તો પણ એક જુદો મત છે તે આપ સાંભળવા યોગ્ય છો હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ! આ અતિ મોટા, જ્ઞાતિનો વધ કરી અલ્પ દાન આપવા હું શક્તિમાન્ નથી અને ધન પણ મારી પાસે નથી. વળી બાળક, દીન, ભીના ( તાજા ) ઘાવાળા, તથા દુઃખમાં વર્તનારા આ રાજપુત્રો પ્રત્યે ધન લેવાનો મને ઉત્સાહ થતો નથી. હું પોતે પૃથ્વીનો નાશ કરી શોકને આધીન થયેલો કેવી રીતે યજ્ઞને અર્થે કર લેવરાવી શકું ? હે મુનિશ્રેષ્ઠ ! દુર્યોધનના અપરાધે કરી અમને અપકીર્તિ મળી તથા પૃથ્વી અને વીર રાજાઓ નાશ પામ્યા. ધનને માટે પૃથ્વીનો ક્ષય કર્યો અને દુષ્ટ મતિવાળા ધૃતરાષ્ટ્રના પુત્રે આ ખજાનાને પણ ખાલી કર્યો. હે તપરૂપ ધનવાળા ભગવન્ ! આ (યજ્ઞ) માં વિદ્વાનોએ પૃથ્વીરૂપી દક્ષિણા દેવી એ પ્રથમ કલ્પેલો વિધિ છે. હું પ્રતિનિધિ કરવા ઇચ્છતો નથી માટે આમાં તમે સારી સલાહ આપો. આવી રીતે કુંતિપુત્રે પૂછ્યું ત્યારે કૃષ્ણદ્વૈપાયન ( વ્યાસ ) એ ઘડી વિચાર કરી ધર્મરાજાને કહેવા

લાગ્યા કે-હે પાર્થ ! આ ખાલી થયેલો ખજાનો પરિપૂર્ણ થશે માટે બ્રાહ્મણોએ મહાત્મા મરૂત્ત રાજાના યજ્ઞમાં મૂકેલું જે ધન હિમાલય પર્વતમાં પડેલું છે તે લાવો. હે કુંતિપુત્ર ! તે ધન સંપૂર્ણ થશે. યુધિષ્ઠિર પૂછવા લાગ્યા—હે વક્તાઓમાં ઉત્તમ ! કેવી રીતે મરૂતના યજ્ઞમાં તે ધન મળ્યું હતું અને કયા કાળમાં તે રાજા થયો હતો ? વ્યાસ બોલ્યા—હે પૃથાના પુત્ર ! જો કરંધમના વંશમાં થયેલા રાજાની કથા સાંભળવા ઇચ્છતા હો તો જે કાળમાં તે, મહા પરાક્રમી મહા ધનવાન રાજા થયો હતો તે સર્વ. વૃત્તાંત સાંભળો.

यदि शुश्रूषसे पार्थ श्रुणु कारंधमं नृपम् ।
यस्मिन्काले महावीर्यः स राजासीन्महाधनः ॥ २३ ॥

**इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि सम्वर्त्तमरुत्तीये तृतीयोऽध्यायः ॥३॥**



## અધ્યાય ૪ થો. મરુત્ત રાજાનો યજ્ઞ.

**युधिष्ठिर उवाच—शुश्रूषे तस्य धर्मज्ञ राजर्षेः परिकीर्त्तनम् ।
द्वैपायनमरुत्तस्य कथां प्रब्रूहि मेनघ ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું-હે અનઘ ! ( દુઃખ અથવા પાપ ) રહિત, દ્વીપમાં જેનું સ્થાન છે એવા વ્યાસ, ધર્મને જાણનારા તે રાજર્ષિ મરૂત્તની કીર્તિ સાંભળવા હું ઇચ્છું છું માટે મને તેમની કથા કહો. વ્યાસ કહે છે—હે તાત ! સત્યયુગમાં દંડને ધારણ કરનાર સમર્થ મનુ મહારાજ હતા, તેમનો પુત્ર મહાબાહુ પ્રસંધિ એ રીતે પ્રખ્યાત હતો, પ્રસંધિનો પુત્ર ક્ષુપ નામથી પ્રસિદ્ધ હતો, ક્ષુપનો પુત્ર ઇક્ષ્વાકુ નામે સમર્થ રાજા થયો હતો. હે રાજન્ ! તેને પરમ ધર્મ ધારણ કરનારા સો પુત્ર થયા હતા. તે સર્વને સમર્થ ઇક્ષ્વાકુએ પૃથ્વીને પાળનાર બનાવ્યા હતા. હે ભારત ! તેઓમાં મોટો ધનુર્ધારિયોની પ્રતિમારૂપ વિંશ નામે રાજા હતો. વિંશનો પુત્ર કલ્યાણકારી વિવિંશ નામે હતો. હે રાજન્ ! વિવિંશને પંદર પુત્રો થયા હતા, તે સર્વ ધનુષના વિષયમાં પરાક્રમી, બ્રહ્મને માનનારા, સત્ય બોલનારા, દાનના ધર્મમાં પ્રીતિવાળા, શાંત, અને નિરંતર પ્રિયવચન કહેનારા હતા. તેઓમાં મોટો જે ખનીનેત્ર હતો તે તેઓ સર્વને પીડતો હતો. વળી પરાક્રમથી ખનીનેત્રે રાજ્ય જીતી શત્રુરહિત કર્યું હતું પણ તે રાજ્યનું રક્ષણ કરી શકતો ન હતો તેથી પ્રજા પ્રસન્ન થતી ન હતી. હે રાજેંદ્ર ! જ્યારે તેને પદભ્રષ્ટ કરી તેના પુત્ર સુવર્ચાનો અભિષેક કરવામાં આવ્યો ત્યારે પ્રજા હર્ષિત થઇ. આ પ્રમાણે પિતાના વિકારને તથા તેનું જે રાજ્યથી નિકળવું થયું તેને જોઇ નિયમવાળો, બ્રહ્મને જાણનાર, સત્યવાદી, પવિત્ર, શાંતિ અને દાંતિ ( ઇંદ્રિયનિગ્રહ ) વાળો સુવર્ચા હિત કરવાની ઇચ્છાથી પ્રજાને વર્તાવવા લાગ્યો. આથી પ્રજા મનસ્વી અને સત્ય ધર્મવાળા તે રાજા ઉપર પ્રસન્ન રહેવા લાગી. ધર્મમાં પ્રવૃત્ત થયેલા તે રાજાના ખજાના તથા વાહન ક્ષય પામ્યાં, ત્યારે ક્ષીણ થયેલા ખજાનાવાળા તેને સામંત લોકો ચોતરફથી પીડવા લાગ્યા. ઘણાઓએ પીડાતો, ક્ષીણ થયેલા ખજાના, ઘોડા અને વાહનવાળો તે નોકરો અને નગર સહિત અતિ પીડા પામ્યો. હે યુધિષ્ઠિર ! તે રાજા નિત્યધર્મ પાળનાર અને સદાચરણી હતો તેથી સૈન્યનો નાશ થતાં પણ તે સામંતો એને હણવા શક્તિમાન્ થયા નહિ. જ્યારે શહેર સહિત તે પ્રસિદ્ધ રાજા ઘણી પીડા પામ્યો ત્યારે તેણે તાળી પાડી, તેથી

સૈન્ય પ્રગટ થયું અને સર્વ સામાવાળિયા રાજાઓને જીત્યા. આ કારણથી હે રાજન્! તે કરંધમ (હાથને વગાડનાર) તાળી પાડનાર–એ નામે પ્રસિદ્ધ થયો. તેનો પુત્ર ત્રેતાયુગના આદિમાં ઇંદ્રથી ઉતરે નહિ એવો (ઇંદ્રતુલ્ય) દેવોએ પણ અતિ દુઃખે જીતાય એવો શ્રીમાન્ કારંધમ રાજા થયો. તે વખતે સર્વ રાજાઓ તેને વશ વર્ત્તતા હતા, તે તેમની વર્ત્તણુકથી અને સૈન્યથી સમ્રાટ થયો હતો. કરંધમનો પુત્ર અવિક્ષિત્ નામ રાજા ધર્માત્મા, શૂરમાં ઇંદ્રના જેવો, યજ્ઞ કરનાર, ધૈર્યવાન્, ઇંદ્રિયોને વશ રાખનાર, તેજે કરી સૂર્ય સરખો, ક્ષમાવડે પૃથ્વીના જેવો, બુદ્ધિથી બૃહસ્પતિ–સમાન અને હિમાચળની પેઠે અતિસ્થિર તો. તે રાજા કર્મ, મન, વાણી, દમ, અને શાંતિવડે પ્રજાઓનાં મનની આરાધના કરતો. જે સમર્થ રાજાએ વિધિ પ્રમાણે સો અશ્વમેધથી યજન કર્યું હતું અને સમર્થ વિદ્વાન્ અંગિરા ઋષિ પોતે જેને યજન કરાવતા હતા તેનો પુત્ર, ધર્મને જાણનારો, ચક્રવર્ત્તી, મહાયશસ્વી, મરુત્ત નામે થયો તે ગુણવાનપણાથી પિતાને ઉલ્લંઘનો હતો (પિતાથી અધિક હતો). જાણે સાક્ષાત્ બીજા વિષ્ણુ હોય તેમ રહેલા દશ હજાર હાથીની બરોબર બળવાળા, ધર્માત્મા તે રાજાએ યજ્ઞ કરવા સુવર્ણમય, શુભ્ર (ધોળાં અથવા સ્વચ્છ) હજારો પાત્ર કરાવ્યાં હતાં. મેરૂ પર્વતને પામી હિમાચળના ઉત્તર તરફના પડખામાં સુવર્ણનું મોટું શિખર છે ત્યાં તેણે યજ્ઞ કર્મ કર્યું હતું. સુવર્ણકારોએ (સોનિયોએ) જેઓની સંખ્યા નથી તેમણે કુંડ, પાત્રો. થાળીઓ અને આસનો કર્યા હતાં તથા તેની સમીપમાંજ યજ્ઞનો વાટ (રસ્તો) હતો તેમાં તે ધર્માત્મા પૃથ્વીના પતિ મરૂત્ત રાજા મળેલા સર્વ પ્રજાપાલો (રાજાઓ) સાથે વિધિ પ્રમાણે યજ્ઞ કરતા હતા.

**ईजे तत्र स धर्मात्मा विधिवत्पृथिवीपतिः ।**
**मरुत्तःसहितैः सर्वैः प्रजापालैर्नराधिप: ॥ २८ ॥**

**इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि सम्वर्त्तमारुत्तीये चतुर्थोऽध्यायः ॥४॥**

## અધ્યાય ૫ મો. મરુત્ત ચરિત્ર.

**युधिष्ठिर उवाच—कथं वीर्यः समभवत्स राजा वदतांवर ।**
**कथं सजातरूपेण समयुज्यत स द्विज ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું કે—હે વક્તાઓમાં ઉત્તમ! હે વિપ્ર! તે રાજા કેવા પરાક્રમવાળો હતો અને તે કેવી રીતે સુવર્ણથી યુક્ત થયો હતો? હે તપોધન! હે ભગવન્! હાલ તે દ્રવ્ય ક્યાં રહ્યું છે અને અમારાથી તે કેમ પામી શકાય? વ્યાસ બોલ્યા—હે તાત! જે રીતે દક્ષપ્રજાપતિને અસુર અને દેવતાઓરૂપ ઘણાં છોકરાં હતાં અને તે પરસ્પર સ્પર્ધા કરતાં હતાં. તે રીતે અંગિરા ઋષિના, મહા તેજસ્વી બૃહસ્પતિ અને તપરૂપ ધનવાળા સંવર્ત્ત નામે બે તુલ્ય વ્રતવાળા પુત્રો હતા. હે રાજન્! તે બે એક બીજાની અતિ સ્પર્ધા કરનાર જુદા રહેતા હતા, આમ છતાં બૃહસ્પતિ વારંવાર સંવર્ત્તને પીડતા હતા. હે ભારત! નિરંતર મોટા ભાઇ પીડતા હતા, તેથી અર્થો (ધન વગેરે પદાર્થો) ને તજી તે સંવર્ત્તે દિશાઓરૂપી વસ્ત્ર ધારણ કરી વનવાસ પસંદ કર્યો. પછી ઇંદ્રે પણ સર્વ અસુરોને જીતી તથા નાશ પમાડી લોકોમાં ઇંદ્રપણાને પામી અંગિરાના જ્યેષ્ઠ પુત્ર બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ બૃહસ્પતિને પુરોહિત (ગુરૂ)

કર્યો. પૂર્વે અંગિરાએ યજન કરાવવા યોગ્ય કરંધમ રાજા હતો જે જગતમાં પરાક્રમથી, વર્તણુકથી, અને બળની ઉપમા રહિત હતો. વળી ઇંદ્રના સરખો તેજસ્વી, ધર્માત્મા તથા વખાણવા યોગ્ય વ્રતવાળો હતો. હે રાજન્! જેના ધ્યાનથીજ સુખના વાયુવડે સર્વ વાહન, યોદ્ધાઓ, મિત્રો, ને જુદાં જુદાં, મોટી કિમ્મતવાળાં મુખ્ય શયનો સર્વ તરફથી થયાં હતાં. તે ધારેલા કાળ સુધી જીવી શરીર સહિત સ્વર્ગમાં ગયો. તેનો પુત્ર યયાતિ રાજાની પેઠે ધર્મને જાણનારો શત્રુઓને જીતનારો અવિક્ષિત્ નામે થયો. તેણે પણ પૃથ્વીને વશ કરી અને તે રાજા પરાક્રમ તથા ગુણેથી પિતાના જેવો હતો. તે (અવિક્ષિત્) નો પુત્ર, પરાક્રમી, ઇંદ્રની તુલ્ય મરૂત્ત નામે રાજા હતો. સમુદ્રરૂપી વસ્ત્રવાળી પૃથ્વી તેનીપર પ્રીતિવાળી હતી. હે પંડુપુત્ર! તે રાજા નિરંતર દેવોના રાજા ઇંદ્રની સ્પર્ધા કરતો હતો, તેમ ઇંદ્ર પણ હંમેશ મરૂત્તની સાથે સ્પર્ધા (ચડસાચડસી) કરતો હતો. પૃથ્વીપતિ મરૂત્ત પવિત્ર અને ગુણવાન હતો જેથી યત્ન કરવા છતાં પણ ઇંદ્ર અધિક થતો ન હતો. આ રીતે વિશેષ થવા સમર્થ ન થવાથી તે, નીલ ઘોડાવાળા, દેવો સહિત ઇંદ્રે બૃહસ્પતિને બોલાવી આ વચન કહ્યું-હે બૃહસ્પતિ! જો મારૂં પ્રિય કરતા હો તો તમારે કોઇ પણ મરૂત્તનું પિતૃનું, કર્મ અથવા દેવનું કર્મ કરાવવું નહિ; કારણ કે હે બૃહસ્પતિ! ત્રણ જગતમાં સુરોના ઇંદ્રપણાને હું એક પામેલો છું અને મરૂત્ત તો પૃથ્વીનો પતિ છે. હે બ્રહ્મન્! તમે મૃત્યુ રહિત એવા સુરોના અધિપતિને યજન કરાવી કેમ મૃત્યુવાળાનું શંકા વિના યજન કરાવશો? તમારૂં સારૂં થાઓ પણ તમે કાંતો મને વરો (ધારો) અથવા મરૂત્ત રાજાને વરો કે મરૂત્તને તજી સુખ પ્રમાણે મને સેવો. હે કુરૂકુળમાં થયેલા રાજન્! આ પ્રમાણે દેવોનાં રાજાએ કહેલા બૃહસ્પતિ બે ઘડી વાર થાય તેમ વિચાર કરી દેવોના રાજાને કહેવા લાગ્યા કે-હે બલિ રાજાને મારનાર! તમે પ્રાણિઓના અધિપતિ છો, તમારે વિષે લોકો રહેલા છે, તમે નમુચિ, વિશ્વરૂપ, અને બલિ રાજાના હણનાર છો, તમે એકલાએ દેવતાઓની ઉત્તમ વીર લક્ષ્મીને હરી છે, તમે સર્વદા પૃથ્વી તથા સ્વર્ગને ધારણ કરો છો-પોષો છો. હે દેવોના સમૂહોના ઇશ્વર! હે પાક દૈત્યને હણનાર! તમારૂં પુરોહિતપણું કરી હું કેમ મરણ ધર્મવાળા મરૂત્તને યજન કરાવીશ. હે દેવોના ઇંદ્ર! આશ્વાસના પામો, હું કદી પણ મરણ (મનુષ્ય) ના યજ્ઞમાં સ્રુવને (હોમવાનાં પાત્રને) ઝાલીશ નહિ. વળી મારૂં આ વચન સાંભળો. કદી અગ્નિ ઉષ્ણ ન થાય, પૃથ્વી ચળે, સૂર્ય પ્રકાશ ન કરે પણ મારે વિષે સત્ય ફરે નહિ. વૈશંપાયન બોલ્યા--બૃહસ્પતિનું વચન સાંભળી જેનો મત્સર જતો રહ્યો છે એવો ઇન્દ્ર બૃહસ્પતિને વખાણી પછીથી પોતાને ઘેર ગયો.

बृहस्पतिवचः श्रुत्वा शक्रो विगतमत्सरः ।
प्रशस्यैनं विवेशाथ स्वमेव भवनं तदा ॥ २८ ॥

**इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि सम्वर्त्तमारुत्तीये पञ्चमोऽध्यायः ॥५॥**

**અધ્યાય ૬ ઠો. મરુત્ત ચરિત્ર ચાલુ.**

**व्यास उवाच—अत्राप्युदाहरन्तीमामितिहासं पुरातनम् ।**
**बृहस्पतेश्च सम्वादं मरुत्तस्य च धीमतः ॥ १ ॥**

વ્યાસ કહે છે—આમાં પણ બુદ્ધિમાન્ બૃહસ્પતિ અને મરૂત્તના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસ કહેવાય છે. ઉપર કહેલા અંગિરાના પુત્ર બૃહસ્પતિ સાથે કરેલો ઇન્દ્રનો ઠરાવ સાંભળી મરૂત્ત રાજા મોટો યજ્ઞ કરવા લાગ્યા. ઉત્તમ વક્તા અવિક્ષિતનો પુત્ર મરૂત્ત મનથી યજ્ઞનો સંકલ્પ કરી બૃહસ્પતિની પાસે જઇ બોલ્યો-હે ભગવન્ ! હે તપરૂપ ધનવાળા ગુરૂ ! મેં પ્રથમ તમારા કહેવાથી જે યજ્ઞનો ઠરાવ કર્યો છે તે યજ્ઞથી હું યજન કરવા ઇચ્છું છું, મેં સામગ્રીઓ તૈયાર કરેલી છે અને હું આપે યજન કરાવવા યોગ્ય છું માટે હે,સજ્જન ! પધારો અને તેમ કરો. બૃહસ્પતિ બોલ્યા-હે પૃથ્વીના પતિ ! હું તમને યજ્ઞ કરાવવા ધારતો નથી, કેમકે દેવોના રાજાએ મને ગુરૂ કરેલો છે અને મેં તેની પાસે પ્રતિજ્ઞા લીધેલી છે. મરૂત્ત બોલ્યો—હું તમારો છું અથવા તમારા પિતાનાં ક્ષેત્ર ( ખેતર ) રૂપ છું. તમારા પિતા સંબંધી શરીરને બહુ માનું છું. વળી તમારે યજન કરાવવા યોગ્યપણાને પામ્યો છું માટે તમને સેવનારો હું છું તેને તમે સેવો. બૃહસ્પતિ બોલ્યા—હે મરૂત્ત ! હું ન મરનાર ( દેવ ) ને યજન કરાવી નરને કેવી રીતે યજ્ઞ કરાવું ? તમે જાઓ અથવા ન જાઓ પણ હું તો હાલ યજ્ઞ કરાવવાથી નિવૃત્ત થયો છું. હે મહાભુજ ! આજે હું તમને યજ્ઞ કરાવીશ નહિ માટે તમે જેને ઇચ્છતા હો તેને ઉપાધ્યાય (ગુરૂ) કરો કે જે તમને યજ્ઞ કરાવે. વ્યાસ બોલ્યા—આ સાંભળી મરૂત્ત રાજા લજ્જાવાન થયો. પાછા આવતાં અતિ ઉદ્વેગ પામેલા તેણે માર્ગમાં નારદને જોયા. વિધિ પ્રમાણે દેવર્ષિ નારદની સાથે મળી બે હાથ જોડી તે ઉભો રહ્યો. પછી નારદ એને કહેવા લાગ્યા-હે રાજર્ષિ ! કેમ પ્રસન્ન નથી લાગતા ? હે અનઘ ! તમારૂં ક્ષેમ ( કુશળ ) છે ? ક્યાં ગયા હતા ? ક્યાંથી અપ્રીતિનું સ્થાન પ્રાપ્ત થયું છે તે કહો ? હે રાજન્ ! રાજાઓમાં શ્રેષ્ઠ, જો મારે સાંભળવા યોગ્ય હોય તો તે બધું મને કહો. હે નરાધિપ ! સર્વ યત્નોથી તમારો શોક દૂર કરીશ. આ પ્રમાણે મહર્ષિ નારદે કહ્યું તેથી મરૂત્તે ઉપાધ્યાય ( ગુરૂ ) થી થયેલો સઘળો વિપ્રલંભ ( છેતરવાનો ભાસ ) નિવેદન કર્યો. મરૂત્ત બોલ્યો—હું યજ્ઞ સારૂ ઋત્વિક્, ( યજાવર ) અંગિરાના પુત્ર; દેવોના આચાર્ય બૃહસ્પતિનું દર્શન કરવા ગયો હતો પણ તેમણે મને ખુશી કર્યો નહિ. હે નારદ ! તેમણે ના કહેવાથી હું હાલ જીવવા ઇચ્છતો નથી. ગુરૂએ તજેલો હું દૂષિત થયો છું. વ્યાસ બોલ્યા—હે મહારાજ ! રાજાએ આમ કહ્યું ત્યારે નારદ અવિક્ષિતના પુત્ર મરૂત્તને જીવાડતા હોય તેમ પ્રત્યુત્તર દેવા લાગ્યા.

નારદ બોલ્યા—હે રાજન્ ! જો બૃહસ્પતિ યજન કરાવવા યોગ્ય છતાં તમને યજન કરાવવા ઇચ્છતા ન હોય તો સંવર્ત્ત નામે, ધાર્મિક, અંગિરાનો પુત્ર દિશાઓ રૂપી વસ્ત્રવાળો (નગ્ન) થઇ પ્રજાઓને મોહ પમાડતો સર્વ દિશાઓમાં ફરે છે તેની પાસે જાઓ. તે મહાતેજસ્વી સંવર્ત્ત પ્રસન્ન થઇ જરૂર તમને યજ્ઞ કરાવશે. મરૂત્ત બોલ્યો—હે વક્તાઓમાં ઉત્તમ નારદ ! તમે આ વાક્યથી મને જીવાડ્યો. હું સંવર્ત્તને ક્યાં મળું, હું તેની સાથે કેમ વર્તું અને તે મને શી રીતે તજે નહિ તે મને કહો ? જો તે ના પાડશે તો હું જીવવા ઉત્સાહ ધરીશ નહિ. નારદ બોલ્યા—હે મહારાજ ! ગાંડાના જેવા વેષવાળો તે કાશીમાં શંકરનાં દર્શન માટે સુખ પ્રમાણે ત્યાં ફરે છે. હે પૃથ્વીપતિ ! તે ( નગરી ) ના દરવાજે જઇ તમે કોઇ ઠેકાણે શબ રાખજો,. તેને જોઇ જે પાછો વળે તે સંવર્ત્ત જાણવો. વળી તે પરાક્રમી જ્યાં જાય ત્યાં તમે તેની પાછળ જજો અને એકાંતમાં તેને મળી બે હાથ જોડી શરણ

માગજો. જો તે તમને પૂછે કે કોણે તમને મારી ભાળ આપી તો તમારે નારદે મને તમારી ભાળ આપી છે એમ કહેવું. જો તે મારી પાછળ જવાની ઇચ્છાએ કરી તમને આજ્ઞા કરે તો તમારે પણ શંકા વિના મને અગ્નિને પ્રાપ્ત થયેલો કહેવો. વ્યાસ બોલ્યા—હે રાજર્ષિ ! 'તેમજ કરીશ' એવી પ્રતિજ્ઞા કરી નારદને પૂજી આજ્ઞા લઇ રાજા કાશીનગરી પ્રત્યે ગયો. ત્યાં જઇ નારદનું વચન સંભારી તેમના કહેવા પ્રમાણે મહા યશસ્વી તે રાજાએ નગરીના દરવાજામાં શબ રાખ્યું, તેજ વખતે બ્રાહ્મણ નગરીના દરવાજામાં પેઠો અને પછી શબને જોઇ ઝટ પાછો વળ્યો. તેને નિવૃત્ત થયેલો જાણી અવિક્ષિતનો પુત્ર બે હાથ જોડી સંવર્તને પ્રસન્ન કરવા પાછળ ગયો. નિર્જન વનમાં તેને આવેલો જોઇ તે બ્રાહ્મણ ધૂળ, કાદવ. બડખા અને લીંટની વૃષ્ટિ રાજા પ્રત્યે કરવા લાગ્યો. તે રીતે સંવર્તે પીડાતો તે બે હાથ જોડી પ્રસન્ન કરતો ઋષિની પાછળ ગયો, ત્યારે નિવૃત્તિ પામી થાકી ગયેલા સંવર્ત શીતળ છાયાવાળા, બહુ શાખાઓથી યુક્ત વડની સમીપ જઇ બેઠા.

**ततो निवर्त्य सम्वर्त्तः परिश्रान्त उपाविशत् ।**
**शीतलच्छायमासाद्य न्यग्रोधं बहुशाखिनम् ॥ ३३ ॥**

**इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि सम्वर्त्तमरुत्तीये षष्ठोऽध्यायः॥ ६॥**

## અધ્યાય ૭ મો. યજ્ઞ કરાવવા માટે સંવર્તને પ્રાર્થના.

**सम्वर्त्त उवाच—कथमस्मित्त्वया ज्ञातः केन वा कथितोऽस्मिते ।**
**एतदाचक्ष्व मे तत्त्वमिच्छसे चेन्ममप्रियम् ॥ १ ॥**

સંવર્ત્ત બોલ્યા—જો આપ મારૂં પ્રિય ઇચ્છતા હો તો તમે મને કેમ ઓળખ્યો તે કહો. અથવા કોણે તમને ભાળ આપી તે આપ મને ખરૂં કહો ? જો તમે સત્ય બોલશો તો તમારા સર્વ મનોરથો સિદ્ધ થશે અને મિથ્યા ( ખોટું ) બોલશો તો તમારૂં મસ્તક સો કડકા થઇ ફુટશે. મરૂત્ત બોલ્યો—તમે મારા ગુરૂના પુત્ર છો એથી મને ઉત્તમ પ્રીતિ છે એમ કહી નારદે માર્ગમાં ફરતાં મને આપની ભાળ આપી છે. સંવર્ત્ત બોલ્યા—તમે આ સત્ય કહ્યું. નારદ કપટે કરી વેષથી છાનો રહેલો હું છું તેને ઓળખે છે. હાલમાં તે ક્યાં છે ? તે આપ મને કહો ? મરૂત્ત બોલ્યો—દેવર્ષિઓમાં શ્રેષ્ઠ નારદ મને આપને બતાવીને મારી આજ્ઞા લઇ અગ્નિ પ્રત્યે પેઠા વ્યાસ બોલ્યા—રાજાનું આવું વચન સાંભળી હર્ષ પામેલા સંવર્ત્ત હું પણ એટલું કાર્ય કરી શકું એમ બોલ્યા હે રાજન્ ! પછી ઉન્મત્ત (ગાંડા) એવા બ્રાહ્મણ ( સંવર્ત્ત ) રૂક્ષ વાણીથી મરૂત્તને તરછોડતા હોય તેમ વારંવાર કહેવા લાગ્યા કે તમે વાત પ્રધાન, પોતાનાં ચિત્તને વશ વર્ત્તનાર, અને આ રીતે વિકાર પામેલા રૂપવાળો હું છું તેથી કેમ યજન કરાવવા ઇચ્છો છો ? મારો ભાઇ સમર્થ અને ઇંદ્રની સાથે મળેલ છે. તે યજ્ઞ કરવવા તૈયાર છે તેથી તેની પાસે કર્મો કરાવો. મારા મોટા ભાઇએ તિરસ્કાર કરેલું આ શરીર છે. વળી ગૃહસ્થપણું યજન કરાવવા યોગ્ય ગૃહસ્થો અને સર્વ ગૃહ સંબંધી દેવતાઓ મેં તજેલા છે. હે અવિક્ષિતના પુત્ર ! હું તેની આજ્ઞા વિના કદી પણ કોઇ રીતે તમને યજ્ઞ કરાવી શકનાર નથી; કારણ કે તે ( ભાઇ ) મારે અતિ માનવા યોગ્ય છે. જો તમે અહિં યજ્ઞ કરવા ઇચ્છતા હો તો બૃહસ્પતિ પાસે

જાઓ અને તેમની આજ્ઞા લઇ આવો. પછી હું તમને યજ્ઞ કરાવીશ. મરૂત્ત બોલ્યો—હે સંવર્ત્ત! હું પ્રથમ બૃહસ્પતિ પાસે ગયો હતો તે સાંભળો. ઇંદ્રની ઇચ્છાથી તે મને યજ્ઞ કરાવવા ઇચ્છતા નથી. હે વિપ્ર! તમે, યજન કરાવવા લાયક અમર (દેવ) ને પામી હું મનુષ્યને યજ્ઞ કરાવતો નથી, એમ કહી મરૂત્તને યજ્ઞ કરાવશો નહિં, કારણ કે તે રાજા સદા મારી સાથે સ્પર્ધા કરે છે. આ પ્રમાણે દેવપતિના કહેવાથી તમારા ભાઇએ ઇંદ્રને તમે કહો છો તેમજ કરીશ એમ કહેલું છે; અને હે મુનિશ્રેષ્ઠ! દેવોના રાજાનો આશ્રય કરી બૃહસ્પતિ પ્રેમથી પ્રાપ્ત થયા છતાં મને યજન કરાવવા ઇચ્છતા નથી, તે આપને વિદિત થાઓ. હું સર્વ ધને કરીને આપથી યજ્ઞ કરવા ઇચ્છું છું અને તમારા કરેલા ગુણોથી ઇંદ્રને ઉલંઘન કરવા ચાહું છું. હે બ્રહ્મન્! તેણે અપકાર ન કરયા છતાં મેં કહ્યું તે રીતે કરવા ના પાડી માટે બૃહસ્પતિ પાસે જવા હવે મારી બુદ્ધિ થતી નથી. સંવર્ત્ત બોલ્યા—હે પૃથ્વીના ઇશ્વર! જો તમે મારા સર્વ અભિપ્રાયોને માન્ય કરશો અને હાલ પણ જો ઇચ્છા પ્રમાણે કરવા ઇચ્છતાં હો તો તમારે વિષે આ સર્વ જરૂર સિદ્ધ થશે એમ ધારો. હું યજ્ઞ કરાવીશ ત્યારે અતિ ક્રોધ પામેલા બૃહસ્પતિ અને ઇંદ્ર તમારો દ્વેષ કરશે એ વિષે મને કેમ સ્થિરતા થાય તે માટે તમે મને સંશયરહિત કરો. જો નહિ કરો તો કોપ પામેલો હું હમણાંજ તમને બાંધવો સહિત ભસ્મ કરીશ. મરૂત્ત બોલ્યો—જો હું મળેલાને તજું તો જ્યાં સુધી સૂર્ય તપે છે અને પર્વતો ઉભા છે ત્યાં સુધી ઉત્તમ લોકોને ન પામું; વળી જો સંગતિ કરેલાને છોડું તો આ લોકમાં કદી પણ શુભ બુદ્ધિપણાને ન પામું અને વિષયોની મને સંગત થાય. સંવર્ત્ત બોલ્યા—હે પૃથ્વીપતિ! અવિક્ષતના પુત્ર! તમારી કર્મો વિષે સારી બુદ્ધિ વર્તો, યજ્ઞ કરાવવો એ તો મારા પણ હૃદયમાં વર્તે છે. હે રાજન્! હું તમને ઉત્તમ, અક્ષય દ્રવ્ય બનાવીશ કે જેણે કરી તમે ગંધર્વો સહિત દેવોને તથા ઇંદ્રને પરાભવ પમાડશો. મારી બુદ્ધિ ધનમાં અથવા ફરીને યજન કરાવવા યોગ્ય પુરૂષોમાં વર્તતી નથી, તોપણ ભાઇ (બૃહસ્પતિ) અને ઇંદ્ર એ બન્નેનું અપ્રિય હું જરૂર કરીશ. વળી તમને આ સત્ય કહું છું કે તમારૂં પ્રિય કરીશ અને જરૂર તમને ઇંદ્રની સમતાએ પહોંચાડીશ.

गमयिष्यामि शक्रेण समतामपि ते ध्रुवम् ।
प्रियं च ते करिष्यामि सत्यमेतद्ब्रवीमि ते ॥ २७ ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि सम्वर्त्तमरुत्तीये सप्तमोऽध्यायः ॥७॥



## અધ્યાય ૮ મો. શંકરનું તપોધન.

सम्वर्त्त उवाच—गिरेर्हिमवतः पृष्ठे मुञ्जवान्नाम पर्वतः ।
तप्यते यत्र भगवांस्तपो नित्यमुमापतिः ॥ १ ॥

સંવર્ત્ત બોલ્યા—હિમવાન પર્વતના પૃષ્ઠ (પાછલા) ભાગમાં મુંજવાન નામે પર્વત છે, જ્યાં પાર્વતીના પતિ, ભગવાન શંકર નિત્ય તપ તપે છે, જ્યાં ઉત્તમ પર્વતની ગુફાઓમાં વનસ્પતિઓના મૂળ ભાગોમાં અને સરખાં નહી એવાં શિખરોમાં મહા તેજસ્વી, શૂળને ધારણ કરનાર, જુદાં જુદાં ભૂતોનાં ટોળાંઓથી યુક્ત અને પાર્વતી જેની સાથે છે એવા ભગવાન મહાદેવ, નિત્ય ઇચ્છા પ્રમાણે રમણ કરે છે. ત્યાં રૂદ્રો, સાધ્યો, વિશ્વેદેવો, વસુઓ, યમ, વરૂણ

સેવકો સહિત કુબેર, ભૂતો, પિશાચો, બે અશ્વિનીકુમારો, ગંધર્વો, અપ્સરાઓ, યક્ષો, દેવર્ષિઓ, આદિત્યો (સૂર્યો), મરૂત્, અને રાક્ષસો સર્વ બહુરૂપવાળા, પાર્વતીના પતિ, મહાત્મા શિવને સેવે છે. હે પૃથ્વીપતે ! ત્યાં ભગવાન રમતા, વિકૃતિયુક્ત આકારવાળા, વિકારવાળા, કુબેરના અનુચરોની સાથે રમે છે. કાંતિથી પ્રકાશ પામતા શિવ બાળસૂર્યના સરખી કાંતિવાળા દેખાય છે. માયાથી થયેલાં, માંસનાં નેત્રવાળા કોઇ પણ પ્રાણિયોએ કદી પણ તેમનું રૂપ કે સ્થિતિનો નિશ્ચય કરી શકાતો નથી. હે જીતનારાઓમાં ઉત્તમ. નૃપ ! ત્યાં ઉષ્ણતા (તાપ) નથી, ઠંડક નથી, વાયુ નથી, સૂર્ય નથી, જરા (વૃદ્ધાવસ્થા) નથી, ભૂખ નથી, તરસ નથી, મૃત્યુ નથી, અને ભય નથી. તેના પડખાના ભાગોમાં સૂર્યનાં કિરણો સરખી સુવર્ણની ધાતુઓ છે અને હે રાજન્ ! મહાત્મા કુબેરનું પ્રિય કરવા ઇચ્છતા ઉગામેલા હથિઆરોવાળા કુબેરના સહાયો તેઓની રક્ષા કરે છે. આ કારણથી હે રાજન્ ! શર્વ, વેધા, રૂદ્ર, નીલકંઠ, સુંદર તેજવાળા પુરૂષ, કપર્દ (જટાજૂટ) વાળા, કરાળ, શ્યામ, અથવા સિંહના સરખા નેત્રવાળા, વરને આપનારા, ત્રિનેત્ર, પૂષના દાંતને પાડનારા, વામન, શિવ, (સુખ અથવા કલ્યાણરૂપ), યમના નિયતા, અસ્પષ્ટરૂપવાળા, સારી વૃત્તિવાળાનું કલ્યાણ કરનારા, ક્ષેમ કરનારા, નીલકેશવાળા, સ્થિર પુરૂષ, હરિનેત્ર, સુંડ, ક્રુદ્ધ, ઉત્તરણ (મોક્ષ) રૂપ, સૂર્યરૂપ, શુભ તીર્થરૂપ, દેવોના દેવ, વેગરૂપ, ઉષ્ણીષ (ટોપ) વાળા, સુંદર મુખવાળા, હજારો નેત્રવાળા, મીઢુષ, પર્વતમાં શયન કરનારા, અતિ શાંત, ઇંદ્રિયો જેને વશ છે, ચીર વસ્ત્રવાળા, બિલ્વના દંડવાળા, સિદ્ધ, સર્વ દંડને ધારણ કરનારા, મૃગવ્યાધ, મોટા, ધનુર્ધારી ભવ, ઉત્તમ, ચંદ્રના સરખા મુખવાળા, સિદ્ધમંત્રરૂપ, ચક્ષુરૂપ, હિરણ્યબાહુ, ઉગ્ર, દિશાઓના પતિ, નાગરૂપ, ગોષ્ઠ (નેસડા) રૂપ, સિદ્ધમંત્રરૂપ, વૃષ્ણિરૂપ, પશુઓના પતિ અને ભૂતોના પતિ એવા શિવને નથી વૃષરૂપ, માતૃઓના ભક્ત, સેનાપતિ, મધ્યમ, સ્રુવ જેના હાથમાં છે એવા, ઉમાપતિ, ધનુર્ધારી ભૃગુ કુળમાં જન્મેલા, અજન્મા, કૃષ્ણનેત્ર, રૂપરહિત ઇંદ્રિયોવાળા, તીક્ષ્ણ દાઢવાળા, તીક્ષ્ણ અગ્નિરૂપ મુખવાળા, મોટી કાંતિવાળા, અંગરહિત, સર્વરૂપ, મનુષ્યોના પતિ, વિલોહિત, દીપ્ત નેત્રવાળા, મોટા પ્રકાશવાળા, વસુ જેના વીર્યમાં છે એવા, સુંદર શરીરવાળા, વિશાલ, ચર્મરૂપ વસ્ત્રવાળા, કપાલોની માલાવાળા, સુવર્ણના મુકુટવાળા, મહાદેવ, કૃષ્ણરૂપ, ત્રિનેત્ર અપ્રરહિત, ક્રોધી અક્રૂર, કોમળ, બાહુથી શોભનાર, દંડવાળા, તપ કરનાર, અક્રૂર કર્મવાળા, હજારો મસ્તકવાળા, હજારો ચરણવાળા, સ્વધારૂપ, દાઢવાળા પ્રાણિરૂપ અને બહુ રૂપવાળા એવા શંકરને નમન કરી પિનાકને ધરનાર દેવ, મહા યોગી અવિનાશી ત્રિશૂળ જેના હાથમાં છે એવા, વરને આપનાર, ત્રણ નેત્રવાળા, ભુવનોના ઇશ્વર, ત્રિપુરને હણનાર, ત્રણ નયનવાળા, ત્રણ લોકના ઇશ, મોટાં ઓજ (કાંતિ) વાળા, સર્વ પ્રાણિયોના જન્મરૂપ, ધારણરૂપ, ધરતીને ધારણ કરનાર, ઇશ્વર, શંકર, શર્વ, શિવ, વિશ્વના ઇશ્વર, ભવ, ઉમાના પતિ, પશુઓના પતિ, વિશ્વરૂપ, મહેશ્વર, વિરૂપાક્ષ, દશ ભુજાઓવાળા, પોઠિયો જેની ધ્વજામાં છે એવા, ઉગ્ર, સ્થિર, અતિ ભયંકર, શર્વ ગૌરીપતિ, સમર્થ, નીલકંઠ, જન્મરહિત, શુક્ર, પૃથુને હરનાર, વર, વિશ્વરૂપ, રૂપરહિત નેત્રવાળા, બહુરૂપી પાર્વતીના પતિ, કામદેવનાં અંગને હરનારા અને દુઃખને હરનારા દેવ, ચાર મુખવાળા, મહાદેવને મસ્તકવડે પ્રણામ કરી શરણે આવેલાની રક્ષા કરનારને શરણ જાઓ. હે દિવ્ય તેજવાળા રાજન્ ! આ પ્રમાણે વેગરૂપ, મહાત્મા, મહાદેવ પ્રત્યે નમસ્કાર કરવાથી તે તમને સુવર્ણ આપશે. વળી જે સુવર્ણને લેનારા

નરો છે તેઓ પણ ત્યાં જાય છે. આવી રીતે તેણે બોધેલા કરંધમના પુત્રના પુત્રે તે વચન સ્વીકાર્યું. ત્યાર પછી મનુષ્યોથી ન બને તેવો સર્વ યજ્ઞનો વિધિ કર્યો. ત્યાં શિલ્પિ ( કારિગરોએ ) સુવર્ણનાં પાત્રો કર્યાં. મરૂત્ત રાજાની દેવોથી અધિક સમૃદ્ધિ સાંભળી બૃહસ્પતિ સંતાપ કરવા લાગ્યા. વસુવાળો સંવર્ત્ત મારો શત્રુ થશે, એવા વિચારથી સંતાપ કરનારા ( બૃહસ્પતિ ) અતિ નિસ્તેજપણાને તથા દુર્બળપણાને પામ્યા. બૃહસ્પતિ અતિ સંતાપ પામેલા સાંભળી, દેવોનો રાજા ( ઇંદ્ર ) દેવતાઓ સહિત, તેમને મળી આ પ્રમાણે કહેવા લાગ્યો.

तं श्रुत्वा भृशसन्तप्तं देवराजो बृहस्पतिम् ।
अधिगम्यामरवृतः प्रोवाचेदं वचस्तदा ॥ २८ ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि सम्वर्त्तमरुत्तीये अष्टमोऽध्यायः ॥८॥



## અધ્યાય ૯ મો. યજ્ઞ ઉપર ઇન્દ્રને થયેલો દ્વેષ.

इन्द्र उवाच—कच्चित्सुखं स्वपिषि त्वं बृहस्पते कच्चिन्मनोज्ञाः परिचारकास्ते ।
कच्चिद्देवानां सुखकामोऽसि विप्रकच्चिद्देवास्त्वां परिपालयन्ति॥१॥

ઇંદ્ર બોલ્યો—હે બૃહસ્પતિ ! કેમ તમે સુખે કરીને સુવો છો ? કેમ તમારા સેવકો મનને જાણનારા છે ? હે વિપ્ર ! શું તમ દેવોનાં સુખને ઇચ્છનારા છો અને શું દેવો તમને પાળે છે ? બૃહસ્પતિ બોલ્યા—હે દેવોના રાજા ! હું સુખથી શય્યામાં પોઢું છું. મારા નોકરો મનને જાણનારા છે, તેમ હું નિત્ય દેવોનાં સુખની કામનાવાળો છું અને દેવતાઓ મને સારી રીતે પાળે છે. ઇંદ્રે કહ્યું—હે બ્રાહ્મણ ! તમને મનથી થયેલું અથવા દેહથી થયેલું દુઃખ છે અને તમે આજ શાથી નિસ્તેજ તથા ફીકા થઇ ગયેલા લાગો છો ? આપ મને કહો કે કેટલા સમયમાં હું તમોને દુઃખ કરનારાઓને હણું. બૃહસ્પતિ બોલ્યા—હે દેવરાજ ઇંદ્ર ! ઉત્તમ દક્ષિણા ( દાન ) વાળા યજ્ઞથી મરૂત્ત રાજા યજ્ઞ કરનારો કહેવાય છે અને સંવર્ત્ત તેને યજન કરાવે છે એમ મેં સાંભળ્યું છે માટે તે તેમને યજ્ઞ ન કરાવે એ હું ઇચ્છું છું. ઇંદ્રે કહ્યું—હે વિપ્ર ! તમે સર્વ કામનાઓને પામ્યા છો. દેવોના મંત્ર ( વિચારીને ) જાણનારા પુરોહિત છો. વળી જરા અને મૃત્યુ એ બે તમને તજી ગયાં છે ત્યારે હે વિપ્ર ! આજ તમને સંવર્ત્ત શું કરી શકશે ? બૃહસ્પતિ બોલ્યા—દેવો સહિત તમે અસુરોને હણી બાળકો વગેરે સહિત તેઓને હણવા ઇચ્છો છો. વળી જેને જેને સમૃદ્ધિવાળા જુવો છો તે વિષે તમને દુઃખ થાય છે માટે શત્રુઓમાં જે સમૃદ્ધિનો ભાવ છે તે દુઃખરૂપ છે. આ કારણથી હે દેવોના ઇંદ્ર મઘવન્ ! મારો શત્રુ વધે છે તે સાંભળી હું નિસ્તેજ થયો છું માટે સંવર્ત્તને નિયમમાં રાખો. રાજા મરૂત્તને નિયમમાં રાખો. ઇંદ્રે કહ્યું કે, હે અગ્નિ ! અહિં આવો અને મારા મોકલેલા તમે બૃહસ્પતિને મરૂત્ત પાસે લેઇ જાઓ અને આવું કહો કે આ બૃહસ્પતિજ તમને યજન કરાવશે તથા અમર ( મૃત્યુરહિત ) કરશે. અગ્નિએ કહ્યું—હે ઇંદ્ર ! આજ હું બૃહસ્પતિને મરૂત્તને અર્પવા ઇંદ્રની વાણીને સત્ય કરવા તથા બૃહસ્પતિની સેવા કરવાની ઇચ્છાથી દૂત થઇ જાઉં છું. વ્યાસ બોલ્યા—આમ કહ્યા પછી મહાત્મા અગ્નિ સર્વ સૈન્યોને તથા લતાઓને ન નુકશાન કરનારા, ઇચ્છાથી વસંત

વિષે વર્તનારા, દિશાઓને ઓળંગનારા વાયુની પેઠે શબ્દ કરતા ચાલ્યા. મરૂત્ત બોલ્યો-હે મુનિ! આજ આશ્ચર્ય છે કે હું રૂપવાન વન્હિને આવેલો જોઉં છું, માટે આસન, પગ ધોવા યોગ્ય જળ અને કુશળ વાણી અને આસન બતાવો. અગ્નિએ કહ્યું--હે પાપરહિત અથવા વ્યસન રહિત! તમારા આસન તથા પગ ધોવાના જળને હું ખુશીથી સ્વીકારૂં છું પણ આપ મને ઇંદ્રે આજ્ઞા આપવાથી આવેલો દૂત સમજો. મરૂત્ત બોલ્યો--હે અગ્નિ! શ્રીમાન્, દેવતાઓનો રાજા સુખી છે, અમારા પ્રત્યે પ્રસન્ન છે અને દેવતાઓ યથાયોગ્ય એમને વશ વર્તે છે? હે દેવ! તમે સમગ્રપણાથી મને બધું કહો. અગ્નિએ કહ્યું--હે રાજેંદ્ર! ઇંદ્ર સંપૂર્ણ સુખી છે અને તે તમારી સાથે અજર (જીર્ણ ન થાય એવી) પ્રીતિ કરવા ઇચ્છે છે. દેવો સર્વ તેને વશ રહેલા છે. હે રાજન્! જે માટે મને તેણે તમારી પાસે મોકલેલો છે તે તમે દેવરાજ (ઇંદ્ર) નો સંદેશો મારાથી સાંભળો. બૃહસ્પતિને મરૂતને અર્પવા મને મોકલ્યો છે કે જેથી હે નૃપ! (બૃહસ્પતિ) ગુરૂ થઇ તમને યજન કરાવે અને મરણ ધર્મવાળા મનુષ્ય છતાં તમને અમર (મૃત્યુ રહિત) કરે. મરૂત્ત બોલ્યો-હું બૃહસ્પતિની પાસે બે હાથ જોડું છું કે આ સંવર્ત્ત બ્રાહ્મણ મને યજ્ઞ કરાવશે, એ મહેંદ્રને યજન કરાવી મરણ ધર્મવાન હું છું તેને યજ્ઞ કરાવતાં આજ અવશ્ય શોભે નહિ. અગ્નિએ કહ્યું--જો બૃહસ્પતિ તમને યજન કરાવશે તો તમે દેવોના રાજાની પ્રસન્નતાથી દેવલોકમાં જે મોટા લોક છે તેઓને જરૂર પામશો અને જરૂર કીર્તિમાન થઇ તમે સ્વર્ગને જીતશો. વળી હે નરોના ઇંદ્ર! જો બૃહસ્પતિ તમને યજ્ઞ કરાવશે તો મનુષ્ય લોક, જે દેવલોક અને જે પ્રજાપતિના લોક છે તે અને સઘળું દેવતાઓનું રાજ્ય તમોથી જીતાયેલું ગણાશે. સંવર્ત્ત બોલ્યા-હે પાવક (અગ્નિ)! તમારે ફરીને કોઇ રીતે પણ મરૂત્ત પાસે બૃહસ્પતિને મનાવવા આવવું નહિ. જો આવશો તો તમારે જાણવું કે ક્રોધ પામેલો હું ભયંકર નેત્રથી તમને બાળી નાખીશ. વ્યાસ બોલ્યા--આનું સાંભળ્યા પછી બળવાથી બીનેલ, અને પીપળાનાં પાનની પેઠે વ્યથા પામેલો તે ત્યાંથી ચાલી નિકળ્યો. તેને આવેલો જોઇ મહાત્મા ઇંદ્ર બૃહસ્પતિની સમીપમાં અગ્નિને પૂછવા લાગ્યા કે, હે અગ્નિ! મરૂત્ત પાસે બૃહસ્પતિને મનાવવા મોકલેલા તમે ગયા હતા તે, યજ્ઞ કરનાર રાજાએ તમને શું કહ્યું? આપણું તે વચન ગ્રહણ કરે છે? અગ્નિએ કહ્યું--મરૂત્ત તમારી વાણી પસંદ કરતો નથી. તેણે બૃહસ્પતિને બે હાથ જોડી કહ્યું છે કે મને સંવર્ત્ત યજ્ઞ કરાવશે. જ્યારે મેં ફરી ફરીને યાચના કરી ત્યારે તેણે આ વચન કહ્યું કે હું તેની સાથે સલાહ કરવાથી જે મોટા, મનુષ્યના, દેવતા અને પ્રજાપતિના લોક છે તેઓને પામું, આ રીતે જાણનાર છું તોપણ એમ ઇચ્છતો નથી. ઇંદ્રે કહ્યું કે ફરી તમે તેની પાસે જઇ રાજાને મળી મારૂં સ્વાર્થવાળું વાક્ય કહો. જો ફરી તમે કહેવા છતાં તે પ્રમાણે નહિ કરે તો હું તે તરફ વજ્રનો પ્રહાર કરીશ. અગ્નિએ કહ્યું-હે ઇંદ્ર! ગંધર્વોનો રાજા ત્યાં જાય, હું ત્યાં જતાં ભય પામું છું; કેમકે ક્રોધ પામેલા ઉગ્ર રોષવાળા બ્રહ્મચર્ય આચરનાર સંવર્ત્તે મને કહેલું છે કે જો ફરીને તમે મરૂત્ત પાસે બૃહસ્પતિને માટે આવશો તો અતિ ક્રોધ પામેલો હું દારૂણ નેત્રથી તમને બાળી નાખીશ, માટે હે ઇંદ્ર! તમે આ વાતથી વાકેફગાર થાઓ. ઇંદ્રે કહ્યું--હે અગ્નિ! તમેજ બીજાઓને બાળો છો અને તમારાથી બીજો કોણ ભસ્મ કરનાર છે? હે હોમવાનાં દ્રવ્યને ધારણ કરનાર! તમારા સ્પર્શથી સર્વ લોક ડરે છે માટે તમે શ્રદ્ધા (વિશ્વાસ) ન આવે એવું આ કહો છો. અગ્નિએ કહ્યું—હે દેવોના ઇંદ્રશક! તમે પોતાના બળથીજ સર્વ પૃથ્વી અને સ્વર્ગને વીંટી વળો છો. આવા

પ્રકારના આપ અહિં છે તે છતાં પૂર્વે કેમ વૃત્રાસુર સ્વર્ગમે હરી ગયો હતો? ઇંદ્રે કહ્યું—હે અગ્નિ! હું પર્વતને મક્ષિકાના આકારવાળો, અણુ [સૂક્ષ્મ] કરી શકું છું. શત્રુના સોમ (સોમવલ્લીના રસને) પીનો નથી અને ક્ષીણ શક્તિવાળા ઉપર વજ્ર નાંખતો નથી ત્યારે કયો માણસ સુખ માટે મને પ્રહાર કરે? જ્યારે હું કાલકેય નામના દાનવોને અંતરિક્ષથી આકર્ષણ કરી પૃથ્વીપર લાવી શકું અને પ્રહ્લાદને સ્વર્ગની સમાપ્તિને પ્રાપ્ત કરાવી શકું ત્યારે કયો માનવ સુખ સારૂ મને પ્રહાર કરી શકે? અગ્નિએ કહ્યું—હે મહેંદ્ર! જેમાં શર્યાતિ રાજાને યજન કરાવનાર ચ્યવન ઋષિએ બે અશ્વિનીકુમારો સહિત સોમ ગ્રહણ કર્યો હતો અને આગળ ક્રોધ પામેલા તમે તેને ના પાડતા હતા, તે શર્યાતિના યજ્ઞને યાદ કરો. વળી હે ઇંદ્ર! તમે અતિ ઘોર વજ્ર ગ્રહણ કરી ચ્યવનની તરફ પ્રહાર કર્યો અને ક્રોધ થવાથી તે બ્રાહ્મણે વજ્ર સહિત તમારો હાથ તમે કરી થંભાવી રાખ્યો હતો. તે પછી રોષથી ફરીને તેણે સર્વથી ભયંકર રૂપવાળો, તમારો શત્રુ, મદ નામે અસુર ઉત્પન્ન કર્યો કે જે વિશ્વરૂપને જોઇ તમે નેત્રો મીંચી ગયા. જે મોટા દાનવની એક દાઢ પૃથ્વીમાં રહેલી અને એક સ્વર્ગ પ્રત્યે ગયેલી હતી. અતિ તીક્ષ્ણ, સો યોજન જેવડા ઘોર રૂપવાળા હજાર દાંત તેને હતા અને ગોળ, સ્થૂળ, તથા રૂપાના થાંભલા સરખા રંગવાળી, બસો યોજન જેવડી ચાર દાઢ હતી. તે દાંત પીસતો હણવાની ઇચ્છાથી ઘોર શૂલ ઉગામી જ્યારે તમારી તરફ દોડ્યો ત્યારે તમે ઘોર રૂપવાળા તે અસુરને, અને સર્વ બીજાઓને દર્શન કરવા યોગ્ય એવા તમોને જોવા લાગ્યા. હે દાનવોને હણનાર! જેથી બીનેલા તમે બે હાથ જોડી મહર્ષિને શરણે ગયા હતા માટે હે ઇંદ્ર! ક્ષત્રિયોના બળથી બ્રાહ્મણોનું બળ અતિશય ભારે છે અને બ્રાહ્મણથી બીજું અતિ ભારે કશું નથી. આ રીતે બ્રાહ્મણના તેજને યથાયોગ્ય જાણનાર જે હું છું તે સંવર્તને જીતવા ઇચ્છતો નથી.

क्षात्राद्ब्रह्मबलं गरीयो न ब्रह्मतः किञ्चिदन्यद् गरीयः।
सोहं जानन् ब्रह्मतेजो यथावन्न सम्वर्त्तं जेतुमिच्छामि शक्र॥ ३७॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि सम्वर्त्तमरुत्तीये नवमोऽध्यायः॥९॥

## અધ્યાય ૧૦ મો. સંવર્તને ઇન્દ્રે મોકલેલું કહેણ.

इन्द्र उवाच--एवमेतद्ब्रह्मबलं गरीयो न ब्राह्मणात्किञ्चिदन्यद्गरीयः।
आविक्षितस्य तु बलं न मृष्ये वज्रमस्मैप्रहरिष्यामि घोरम्॥ १॥

ઇન્દ્રે કહ્યું—આ પ્રમાણે જે બ્રાહ્મણનું બળ છે એ અતિ શ્રેષ્ઠ છે અને બ્રાહ્મણથી બીજું કશું અતિ શ્રેષ્ઠ નથી તોપણ અવિક્ષિતના પુત્ર મરૂત્તનું બળ હું સહન નહિ કરૂં અને તેની ઉપર ભયંકર વજ્રનો પ્રહાર કરીશ. હે ધૃતરાષ્ટ્ર! મારા મોકલેલા તમે મરૂત્ત પાસે જાઓ અને સંવર્તની સાથે મળેલા તેને કહો કે હે રાજન્! તમે બૃહસ્પતિને ગુરૂ કરો અથવા હું તમને ઘોર વજ્રનો પ્રહાર કરીશ. વ્યાસ બોલ્યા—આ સાંભળ્યા પછી ત્યાં જઇને ધૃતરાષ્ટ્રે રાજાને ઇંદ્રનું વચન કહ્યું. ધૃતરાષ્ટ્ર બોલ્યો—હે નરોના ઇંદ્ર! મને કહેવાની ઇચ્છાથી આવેલો ધૃતરાષ્ટ્ર નામનો ગંધર્વ જાણો. હે રાજસિંહ મહાત્મા! લોકોના અધિપતિ ઇંદ્રે કહ્યું છે તે વાક્ય મારાથી તમે સાંભળો. અચિંત્ય કર્મવાળા ઇંદ્રે એટલુંજ

કહેવાવ્યું છે કે તમે બૃહસ્પતિને યજ્ઞ કરાવનાર તરીકે પસંદ કરો, અથવા જો આ વચન નહિ માન્ય કરો તો તમને ઘોર વજ્રનો પ્રહાર કરીશ. મરૂત્ત બોલ્યો--શત્રુઓનાં નગરોનો નાશ કરનાર ઇંદ્ર, વિશ્વેદેવો, વસુઓ, અશ્વિનીકુમાર અને તમે આ તો જાણો છો કે મિત્રનો દ્રોહ કરવામાં પ્રાયશ્ચિત્ત લાગે છે અને જગતમાં તે મોટું પાપ બ્રહ્મહત્યાની બરોબર છે, માટે હે રાજન્! બૃહસ્પતિ વજ્રધારિયોમાં અતિ શ્રેષ્ઠ, અને દેવોમાં શ્રેષ્ઠ મહેંદ્રને યજ્ઞ કરાવો, મને તો હાલ સંવર્ત્ત યજ્ઞ કરાવશે, આથી તમારૂં અથવા તેનું વાક્ય હું પસંદ કરતો નથી. ગંધર્વે કહ્યું--હે રાજસિંહ! આકાશમાં ગર્જના કરતા ઇંદ્રનો ભયંકર શબ્દ સાંભળો. હે રાજન્! ખુલ્લી રીતે મહેંદ્ર તમારા તરફ વજ્ર નાંખશે માટે આ વખત છે, હજી ક્ષેમનો વિચાર કરો વ્યાસ બોલ્યા--હે રાજન્! આ રીતે ધૃતરાષ્ટ્રે કહેવા છતાં ગર્જના કરનાર ઇંદ્રનો નાદ સાંભળી નિત્ય તપસ્વી, ધર્મના જાણનારાઓમાં શ્રેષ્ઠ સંવર્ત્તને કાર્ય નિવેદન કરવા લાગ્યો. મરૂત્ત બોલ્યો--હે બ્રહ્મર્ષિઓમાં મુખ્ય! તમારી સમીપમાં આત્માને દુઃખ પામતો જુઓ. વળી તે કારણથી દૂરનો માર્ગ હાલ દેખાતો નથી. હે બ્રાહ્મણોના ઇંદ્ર! હું તમારાથી સુખ પામીશ માટે અભય આપો. આ દશ દિશાઓને દીપાવતો વજ્રવાળો ઇંદ્ર આવે છે અને મનુષ્યના નહિ એવા શબ્દથી આપણા સભાસદો (યાજ્ઞિકો) ત્રાસ પામ્યા છે. સંવત્ત બોલ્યા--હે રાજાઓમાં શ્રેષ્ઠ! તમારી ઇંદ્રથી થતી બીક નાશ પામો, હું થોડી વારમાં સ્તંભન કરનારી વિદ્યાવડે આ અતિ ઘોર ભયને નાશ પમાડીશ માટે સર્વ જાણનારા તમે આના પરાભવથી ડરો માં. હે નૃપ! હું સ્તંભન કરવાનો છું માટે તમે ઇંદ્રથી ભય ન પામો: મેં સર્વ દેવતાઓનાં આયુધો ક્ષીણ કર્યાં છે; વજ્ર દિશાઓમાં અટકો, વાયુ આવો, વૃષ્ટિ થઇને વનોમાં વર્ષો, અને જળ ચાલો અથવા ભીંજવો, અંતરિક્ષમાં વૃથા વીજળી દેખાય છે પણ તમે ડરો માં,અથવા દેવ, અગ્નિ સર્વ તરફથી તમારી રક્ષા થાઓ કે ઇંદ્ર સર્વ કામનાઓને વર્ષો તથા જળના પ્રવાહોથી સિંચાનું, મહા ઘોર વજ્ર વધ કરવા સ્થાપન ન થાઓ મરૂત્ત બોલ્યો--હે વિપ્ર! મોટા અવાજવળો વાયુ સહિત ભયંકર વજ્રનો શબ્દ સંભળાય છે, મારો આત્મા વારંવાર અતિ વ્યથા પામે છે અને આજ મારૂં સ્વસ્થપણું નથી. સંવર્ત્ત બોલ્યા--હે નરોના ઇંદ્ર! હું વાયુ થઇને વજ્રને હણું છું માટે ઉગ્ર વજ્રથી તમારી બીક આજ જતી રહો તથા ભયને તજી તમે બીજો વર માગો. હું તમારી કયી ઇચ્છા મનથી સિદ્ધ કરૂં? મરૂત્ત બોલ્યો--હે વિપ્ર! ઇંદ્ર સાક્ષાત્ (પ્રત્યક્ષ) આવો અને યજ્ઞનાં ઘૃતને ગ્રહણ કરો, તેમ દેવતાઓ પોતપોતાનાં સ્થાનકને સેવો અને હોમેલા પદાર્થ તથા સોમને ગ્રહણ કરો. સંવર્ત્ત બોલ્યા--હે રાજન્! મેં આજ મંત્રથી બોલાવેલા ત્વરાવાન્, સર્વ દેવોએ સ્તુતિ કરાયલા ઇંદ્ર ઘોડાઓ સાથે યજ્ઞ પ્રત્યે આવે છે, એ મંત્રવડે શિથિલ થયેલ શરીરવાળા ઇંદ્રને જુઓ. એમ કહ્યાં પછી દેવો સહિત દેવોનો રાજા ઘોડાઓમાં મુખ્ય એવા નીલ ઘોડાઓને રથમાં જોડી પ્રમાણમાં ન આવે એવા, અવિક્ષિતના પુત્ર મરૂત્ત રાજાના યજ્ઞ પ્રત્યે સોમ પીવાની ઇચ્છાથી આવ્યો અને પુરોહિત સહિત મરૂત્ત દેવોના સમૂહો સહિત આવતા ઇંદ્ર પ્રત્યે ઉભો થઇ સામો ગયો અને પ્રસન્ન થતાં તેણે શાસ્ત્રને અનુસરી વિધિ પ્રમાણે દેવરાજની ઉત્તમ પૂજા કરી. સંવર્ત્ત બોલ્યા--હે વિદ્વન્ ઇંદ્ર! તમારૂં ભલે આવવું થયું. તમારી સમીપ રહેવાથી આ યજ્ઞ અધિક શોભે છે. હે બલિ તથા વૃત્રાસુરને મારનાર ઇંદ્ર! મેં ખાંડી તૈયાર કરેલા સોમનું આપ પાન કરો. મરૂત્ત બોલ્યો--હે સુરોના ઇંદ્ર! બ્રાહ્મણોમાં મુખ્ય બૃહસ્પતિનો ન્હાનો ભાઇ (સંવર્ત્ત) મારો યજ્ઞ

કરે છે, તે યજ્ઞ આજ પ્રાપ્ત થયો, મારૂં જીવિત સફળ થયું, તમે કલ્યાણુ અથવા સુખથી મને જુવો ને તમારા પ્રત્યે મારા નમસ્કાર હો. ઇંદ્રે કહ્યું—હે નરોના ઇંદ્ર ! જેના બોલાવ્યાથી હું આવ્યો છું તે આ તમારા ગુરૂને, તપરૂપ ધનવાળા, ભગવાન બૃહસ્પતિના નાના ભાઇ અને તીવ્ર તેજવાળા ઋષિ માનું છું. આજ મારી તમારે વિષે પ્રીતિ થઇ છે તથા ક્રોધ નાશ પામ્યો છે. સંવર્ત્ત બોલ્યા—હે દેવરાજ ! જો તમે પ્રીતિમાન હો તો તમે યજ્ઞમાં વિધિની આજ્ઞા કરો. હે સુરોના ઇંદ્ર ! પોતે સર્વ ભાગ ગ્રહણુ કરો અને હે દેવ ! આ સર્વ લોક તે જાણો. વ્યાસ બોલ્યા—આવી રીતે અંગિરાના પુત્ર સંવર્ત્તે કહ્યું તેથી ઇંદ્રે પોતેજ દેવોને આજ્ઞા કરી કે આશ્ચર્યરૂપ થયેલ, સમૃદ્ધિવાળી, ઉત્તમ હજારો સભા, વરૂથો, ગંધર્વો તથા અપ્સરાઓ માટે કલ્પેલા સ્તંભો અને પગથિયાંવાળાં સ્થાનો શીઘ્ર તૈયાર કરો કે જેમાં સઘળી અપ્સરાઓ નૃત્ય કરી શકે. તેમજ સ્વર્ગની ઉપમા અપાય એવો યજ્ઞનો માર્ગ કરો. આ પ્રમાણે કહેતાં તે પ્રખ્યાત દેવતાઓ ઇંદ્રના કહેવાથી તેમ કરવા લાગ્યા. પછી હે નરોના ઇંદ્ર, હે રાજન્ ! પ્રીતિવાળો અને માન અપાતો એવો ઇંદ્ર મરૂત્ત રાજાને કહેવા લાગ્યો કે, હે નરોના ઇંદ્ર હે રાજન્ ! તમારી સાથે અહિં મળેલો હું બીજા તમારા પૂર્વજો છે તેઓ અને હે રાજન્ ! પ્રસન્ન થતા બીજા સર્વ દેવતાઓ તમારે અર્થે હવિ [ ઘૃત ] ને ગ્રહણુ કરો. હે રાજન્ ! ઉત્તમ બ્રાહ્મણો અગ્નિ માટે રૂધિરનું આલંભન [ નાશ અથવા પ્રોક્ષણુ ] કરો. બહુ રૂપવાળાં વિશ્વેદેવો માટે શ્યામ, પવિત્ર, હાલતા શિશ્ન [ લિંગ ] વાળા, અર્પેલા બળદનું આલંભન [ મંત્ર ભણી પ્રોક્ષણુ ] કરો. આમ કહ્યા પછી હે રાજન્ ! તેનો યજ્ઞ વૃદ્ધિ પામ્યો કે જેમાં દેવો પોતે અન્ન લેવા લાગ્યા ને જેમાં બ્રાહ્મણોએ માનેલ, ઘોડાવાળો, દેવોનો રાજા ઇંદ્ર સભાસદ થયો. પછી ચૈત્ય નામના સ્થાનમાં રહેલો, મહાત્મા, મંત્રની પેઠે અતિ પ્રસિદ્ધ સંવર્ત્ત જેમ પ્રકાશ પામેલો બીજો અગ્નિ હોય તેમ ઉંચે સ્વરે દેવોને બોલાવતો હવિ હોમવા લાગ્યો. પછી ઉત્તમ સોમનું પાન કરી બલિને મારનાર ઇંદ્ર અને બીજાઓ સોમનું પાન કરતાં દેવોના સમુદાય તે રાજાએ સુખે તૃપ્ત કરેલા, પ્રીતિમાન, અને અનુજ્ઞા–પામેલા ત્યાંથી ચાલી નીકળ્યા; પછી હર્ષ પામેલા રાજાએ ઠેકાણે ઠેકાણે સુવર્ણના ઢગલાઓ કરાવ્યા અને બ્રાહ્મણોને ઘણું ધન આપતો એવો શત્રુને હણનારો કુબેરની પેઠે શોભવા લાગ્યો. પછી ઉત્સાહ પ્રમાણે જુદા જુદા પ્રકારનું ધન રાખી ખજાનો કરાવી ગુરૂએ આજ્ઞા આપેલો નિવૃત્તિ પામી સમુદ્રરૂપ છેડાવાળી સકળ પૃથ્વીને આજ્ઞામાં રાખવા લાગ્યો. હે નરેંદ્ર ! આવા ગુણવાળો તે રાજા આ લોકમાં થયો હતો; કે જેનો યજ્ઞમાં ઘણું સુવર્ણ હતું; તમે તે ધન લઇ પિતૃમાં દાનોથી તૃપ્ત કરતા દેવોને યજો. વૈશંપાયન બોલ્યા—પછી સત્યવતીના પુત્ર વ્યાસનું વચન સાંભળી પ્રસન્ન રૂપવાળા, પાંડુના પુત્ર યુધિષ્ઠિર તે ધને કરી યજ્ઞ કરવા મન કરવા લાગ્યા, અને ફરી અમાત્યો [ કારભારિઓ ] ની સાથે વિચાર કરવા લાગ્યા.

ततो राजा पाण्डवो हृष्टरूपः श्रुत्वा वाक्यं सत्यवत्याः सुतस्य ।
मनश्चक्रे तेनवित्तेन यष्टुं ततोऽमात्यैर्मन्त्रयामास भूयः ॥ ३७ ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि संवर्त्तमरुत्तीये दशमोऽध्यायः ॥१०॥

## અધ્યાય ૧૧ મો. યજ્ઞ કરવાની સલાહ.

वैशंपायन उवाच—इत्युक्ते नृपतौ तस्मिन्व्यासेनाद्भुतकर्मणा ।
वासुदेवो महातेजास्ततो वचनमाददे ॥ १ ॥

વૈશંપાયન કહે છે—અદ્ભુત કર્મવાળા વ્યાસે યુધિષ્ઠિર રાજાને આ પ્રમાણે કહ્યું ત્યારે મહા તેજસ્વી, વસુદેવના પુત્ર કૃષ્ણ બોલ્યા કે રાહુએ પીડેલા સૂર્યની પેઠે અને ધુમસહિત અગ્નિની પેઠે દીન મનવાળા કુંતીના પુત્ર યુધિષ્ઠિરને જેના જ્ઞાતિ બાંધવો નાશ પામેલા છે એવા તથા વૈરાગ્ય પામેલા મનવાળા જાણી વૃષ્ણિના કુળને ધારણ કરનાર કૃષ્ણે ધર્મના પુત્રને આશ્વાસન આપતાં આ પ્રમાણે કહેવાનો આરંભ કર્યો. વસુદેવના પુત્ર બોલ્યા—સર્વ કપટ ( કામ વગેરે ) મૃત્યુના સ્થાનરૂપ છે અને સરલતા ( શાંતિ વગેરે ) બ્રહ્મનાં સ્થાનરૂપ છે, એટલો જ્ઞાનનો વિષય છે. તેમાં પ્રલાપ ( વધારે વદવું ) શું ? તમે કર્મ કરેલું નથી અને તમે શત્રુઓને જીતેલા નથી. જે શરીરમાં રહેલો પોતનો શત્રુ છે તેને તમે કેમ નથી જાણતા? આ વિષયમાં ઇંદ્રનું[1] વૃત્રર સાથે જેમ યુદ્ધ થયું હતું તેમ ધર્મને અનુસરી સાંભળ્યા પ્રમાણે હું તમને કહું છું. હે નરોના અધિપતિ ! પૂર્વે જ્યારે વૃત્રવડે પૃથ્વી[3] વ્યાપ્ત થઇ અને ગંધના વિષયરૂપ પૃથ્વીને[4] હરી ત્યારે પૃથ્વી હરણ થવાથી દુર્ગંધવાળો દેશ[5] થયો. આ રીતે ગંધના વિષય ( પૃથ્વી ) ને હરવાથી વૃત્રથી વ્યાપેલી પૃથ્વી જોઇ સો યજ્ઞ કરનારો ( ઇંદ્ર ) ક્રોધ પામ્યો. નિરંતર ક્રોધ પામેલા તેણે વૃત્રની તરફ ઘોર વજ્ર[6] ફેંક્યું. આમ ઘણા તેજવાળા ઇંદ્રે વજ્રવડે અતિ ઘણો વધ કરાતો તે ઝટ જળ[7] પ્રત્યે પ્રવેશ કરવા લાગ્યો. પછી તેણે તેના વિષયને[8] ગ્રહણ કર્યો. જ્યારે જળને વૃત્રે ગ્રહણ કર્યું અને રસરૂપ વિષય ( દેશ ) ને હર્યો ત્યારે અતિ ક્રોધ પામેલા, સો યજ્ઞ કરનાર ઇંદ્રે વજ્ર નાંખ્યું. માપી ન શકાય તેવા તેજવાળા ઇન્દ્રે તે ( જળ )માં વજ્રથી વધ કરાતો તે તરત તેજ[9] પ્રત્યે પેઠો અને તેનો વિષય તેણે ગ્રહણ કર્યો. જ્યારે તેજ વૃત્રવડે વ્યાપ્ત થયું અને તેણે રૂપરૂપી વિષયને હર્યો ત્યારે અતિ કોપેલા સો યજ્ઞવાળા ઇન્દ્રે તેના પર વજ્ર ફેંક્યું. ઘણા તેજવાળા ઇન્દ્રે વજ્રવડે વધ કરાતો તે ઝટ વાયુ[10] પ્રત્યે પેઠો અને તેણે તેનો વિષય ગ્રહણ કર્યો. જ્યારે વાયુ વૃત્રવડે વ્યાપ્ત થયો અને સ્પર્શરૂપ[11] વિષયને હરણ કર્યો ત્યારે અતિ ક્રોધ પામેલા, સો યજ્ઞ કરનાર ઇન્દ્રે તેની પર વજ્ર નાંખ્યું. અમિત તેજવાળા ઇન્દ્રે વજ્રથી વધ કરાતો તે આકાશ પ્રત્યે દોડ્યો અને તેનો વિષય ગ્રહણ કર્યો. પછી આકાશ જ્યારે વૃત્રરૂપ થયું અને શબ્દરૂપ વિષયને હર્યો ત્યારે અતિ કોપેલા ઇન્દ્રે તે તરફ વજ્ર નાંખ્યું. ઘણા તેજવાળા ઇન્દ્રે તે ( આકાશ )માં વજ્રથી વધ કરાતો ઝટ ઇન્દ્ર પ્રત્યે પેઠો અને તેણે તેનો વિષય ગ્રહણ કર્યો. વૃત્રે ગ્રહણ કરેલા તે ( ઇન્દ્ર )ને મોટો મોહ ઉત્પન્ન થયો. હે તાત ! [12] વસિષ્ઠે રથંતરથી ( માયારૂપ દેહને જેથી તરાય એવાં હું બ્રહ્મરૂપ છું એ વાક્યથી ) તેને બોધ આપ્યો. તે પછી હે ભરતશ્રેષ્ઠ ! સો યજ્ઞ કરનાર ઇન્દ્રે અદૃશ્ય એવાં વજ્રવડે શરીરમાં રહેલા વૃત્રને માર્યો. એમ અમે પૂર્વે સાંભળ્યું છે. હે જનોની અ-

---

૧ ચિદાત્માનું. ૨ કામ વગેરે ધર્મવાળા, ચેતન તથા જડની ગાંઠરૂપ અહંકારની સાથે. ૩ સ્થૂલ શરીર. ૪ દેહ. ૫ અનાત્મ ( જડ )રૂપ થયેલ બ્રહ્માંડ. ૬ વિવેક. ૭ કર્મયુક્ત, સોમ ઘૃત, પય વગેરે બહુ દ્રવ્યોથી ચંદ્રલોકમાં ભોગ સારૂ થયેલું શરીર. ૮ દિવ્ય દેહને. ૯ તૈજસ પ્રપંચને. ૧૦ સમષ્ટિ શરીર. ૧૧ મનના વિષયોનો સંગ ૧૨ ગુરૂએ.

ધિક રક્ષા કરનાર ! આ ધર્મવાળું રહસ્ય ઇન્દ્રે મહર્ષિઓ આગળ કહ્યું હતું. ઋષિઓએ મને કહ્યું હતું અને મારૂં કહેલું તમે સાંભળો.

इदं धर्म्यं रहस्यं वै शक्रेणोक्तं महर्षिषु ।
ऋषिभिश्च मम प्रोक्तं तन्निबोधद्विजोत्तम ॥ २० ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि कृष्णधर्मसम्वादेएकादशोऽध्यायः ॥ ११ ॥



## અધ્યાય ૧૨ મો. કૃષ્ણનો બોધ.

वासुदेव उवाच—द्विविधो जायते व्याधिः शारीरोमानसस्तथा ।
परस्परं तयोर्जन्मानिर्द्वन्द्वं नोपपद्यते ॥ १ ॥

વાસુદેવ કહે છે—શરીરથી તથા મનથી થયેલો એમ બે પ્રકારનો રોગ ઉત્પન્ન થાય છે તે બેનો એક બીજાથી જન્મ છે પણ દ્વંદ્વ રહિત ( એકલી ) ઉત્પત્તિ નથી. જે રોગ શરીરમાં થાય છે તે શરીરથી થયેલો કહેવાય છે અને જે રોગ મનમાં પેદા થાય છે તે મનથી થયેલો કહેવાય છે. હે રાજન્ ! ટાઢ, તડકો અને વાયુ આ શરીરથી થયેલા ગુણો છે. જો તે ગુણોની સમતા ( સરખાપણું ) હોય તો તે સ્વાસ્થ્યનું લક્ષણ કહેવાય છે. તડકારૂપ પિત્ત શીતરૂપ કફને બાધ કરે છે અને શીતરૂપ કફ ઉષ્ણરૂપ પિત્તનો બાધ કરે છે માટે એકની અધિકતાથી થયેલા દોષને બીજાને વધારનારાં ઔષધથી દૂર કરવો. સત્વ, રજ, અને તમ, આ રીતે ત્રણ મનના ગુણો કહેલા છે. જો તે ગુણોની સમતા હોય તો સ્વાસ્થ્યનું લક્ષણ કહેવાય છે. તે ગુણોમાંના એકનો પણ વધારો થયો હોય તો વિધિ કહેવાય છે. તે હર્ષ શોકનો બાધ કરે છે અને શોક હર્ષનો બાધ કરે છે. કોઇ દુઃખમાં વર્ત્તનારો ગયેલાં સુખને સંભારવા ઇચ્છે છે અને કોઇ સુખમાં વર્ત્તતો ગયેલાં દુઃખને યાદ કરવા ચાહે છે. હે કુંતીના પુત્ર ! તમે તો દુઃખવાળા નથી, દુઃખને સંભારવા ઇચ્છતા નથી અને સુખવાળા અતિ સુખને સંભારવા નથી ઇચ્છતા પણ દુઃખના વિલાસથી જે બીજું પ્રબલ છે તેને સંભારવા ઇચ્છો છો; અથવા હે પાર્થ ! તમે દુઃખ પામો છો એ તમારો સ્વભાવ છે, પણ પાંડવોના જોતાં સભામાં આવેલાં, એક વસ્ત્રવાળાં, અને રજસ્વલા એવાં દ્રૌપદીને જોયાં હતાં તે સંભારવા તમે ઇચ્છતા નથી. તેમ નગરથી જે બહાર કાઢ્યાં, જે ચર્મનાં વસ્ત્ર ધારણ કરવાં અને મહારણ્યમાં વાસ કરવો વગેરે દુઃખો તમે સ્મરણ કરવા ઇચ્છતા નથી. વળી જટાસુરથી જે ક્લેશ થયો, ચિત્રસેનની સાથે યુદ્ધ થયું અને સિંધુ દેશના રાજાથી ક્લેશ થયો, તેને તમે સ્મૃતિમાં લાવવા ઇચ્છતા નથી. હે પૃથાના પુત્ર ! ફરીને અજાણ્યા કીચકે પગવડે દ્રૌપદીને પ્રહાર કર્યો તેને પણ તમે સંભારવા ઇચ્છતા નથી. હે શત્રુઓને દમનાર ! જે તમારૂં યુદ્ધ દ્રોણાચાર્ય તથા ભીષ્મની સાથે થયું હતું તે યુદ્ધ તમને હાલ પ્રાપ્ત થયું છે, માટે હે ભરતશ્રેષ્ઠ ! તમારે સંમુખ થવું યોગ્ય છે અને યોગ તથા પોતાના કર્મોથી અસ્પષ્ટ રૂપવાળા મનના ઉત્તમ પ્રારૂપ પરબ્રહ્મને મળવું છે. જેમાં બાણ, સેવકો અને બંધુઓથી કાર્ય થતું નથી અને જેમાં એક મનથી લડવું છે તે

૧ કફ. ૨ પિત્ત.

યુદ્ધ તમારી સમીપ આવ્યું છે. હે કુંતીના પુત્ર ! તે યુદ્ધ નથી જીત્યા ત્યાં સુધી કોઇ પણ ( દુઃખવાળી ) અવસ્થાને આપ પામશો અને આ (યુદ્ધ) જાણીને કૃતકૃત્ય થશો માટે બુદ્ધિનો નિશ્ચય કરી પ્રાણિઓની ઉત્પત્તિ તથા લયનો નિશ્ચય કરી પિતા તથા પિતામહનાં ચરિત્રમાં રહેલા તમે રાજ્યને યોગ્ય રીતે આજ્ઞામાં રાખો.

एतां बुद्धिं विनिश्चित्य भूतानामागतिं गतिम् ।
पितृपैतामहे वृत्ते शाधि राज्यं यथोचितम् ॥ १६ ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि श्रीकृष्ण धर्मसंवादे द्वादशोऽध्यायः ॥ १२ ॥

## અધ્યાય ૧૩ મો. શરીરથીજ ધર્મ સધાય છે.

वासुदेव उवाच—नवाह्यंद्रव्यमुत्सृज्यसिद्धिर्भवति भारत ।
शारीरं द्रव्यमुत्सृज्य सिद्धिभर्वतिवा न वा ॥ १ ॥

વાસુદેવ કહે છે—હે ભરતના કુળમાં થયેલા રાજન્ ! બહારનાં દ્રવ્યને તજવાથી સિદ્ધિ થતી નથી પણ શરીરનાં દ્રવ્ય (કામ વગેરે) ને તજવાથી સિદ્ધિ થાય છે અથવા શુષ્ક વૈરાગ્યવાન વિવેક રહિત હોય તો પણ નથી થતી. બહારનાં દ્રવ્યોથી છૂટો થયેલા અને શરીરના પદાર્થોમાં ઇચ્છા કરતા માણસનો જે ધર્મ છે અને જે સુખ છે તે તે પ્રમાણે શત્રુઓને થાઓ. બે અક્ષરનો મૃત્યુ શબ્દ છે અને ત્રણ અક્ષરનું સદા રહેનારૂં બ્રહ્મન્ છે. તેમાં 'મારૂં છે' એ રીતે જાણવું તે મૃત્યુરૂપ છે અને 'મારૂં નથી' એમ જાણવું તે સદા રહેનાર બ્રહ્મરૂપ છે; માટે હે રાજન્ ! બ્રહ્મ અને મૃત્યુ આત્મા વિષે રહેલ છે તથા ન દેખાતા એવા તે બે પ્રાણિઓને સંશય વગર યુદ્ધ કરાવે છે. હે ભારત ! જો આ ( જગત ) ની સત્તા ( ચેતન ) નો કદાપી વિનાશ નથી તો પણ પ્રાણિઓનાં શરીરને ભેદીને હિંસાને નથી પામતો. સ્થાવર તથા જંગમ સહિત એવી સકળ પૃથ્વીને પામી જેને મમતા નથી તેને અથવા હે પૃથાના પુત્ર ! વનમાં વસતા અને વનમાં થયેલી ચીજથી જીવતા જે માણસને દ્રવ્યોમાં મમતા છે તે મૃત્યુના મુખમાં વર્તે છે. હે ભારત ! બહારના અને માંહેના શત્રુઓના સ્વભાવને જુઓ. તે જોઇ જે તે સ્વભાવને અનાદિ થયેલો નથી જોતો તે, મહા ભયથી ( સંસારથી ) મુક્ત થાય છે. આ જગતમાં જ્ઞાની માણસો કામનાએ મુક્ત મનવાળાને વખાણતા નથી અને કોઇ પણ પ્રવૃત્તિ કામના રહિત નથી પણ હે રાજન્ ! વારંવાર જન્મના અભ્યાસ યોગથી યોગી ( શુદ્ધ મનવાળો ) થાય છે અને જે કામનાથી દાન, વેદનું અધ્યયન, તપ, કામનાવાળાં વેદમાં કહેલાં કર્મો, વ્રત, યજ્ઞો, નિયમો, અને ધ્યાન યોગોને આરંભતો નથી તે પંડિત સારરૂપ મોક્ષના માર્ગવાળા યોગ ( જ્ઞાન ) ને જાણી વિચારથી જે કામનાઓનો સંહાર કરે છે તે સર્વ કામનાઓ મનથી થયેલ છે માટે મનને રોકવું. વળી આલોક જે જે કામના કરે છે તે ધર્મ નથી, પણ કામનાને નિયમમાં રાખવી ( ન કરવી ) તે ધર્મ અને મોક્ષના મૂળરૂપ છે એમ જાણવું. આ બાબતમાં પુરાણ જાણનારાઓ કામે કહેલી એક કથા કહે છે તે હે યુધિષ્ઠિર ! સંપૂર્ણતાથી સાંભળો. કોઇ પણ પ્રાણી ઉપાયથી મને હણી શકતો નથી. જે માણસ વાણી વગેરે ઇંદ્રિયોથી થાય એવાં જપ તપ વગેરે શાસ્ત્રમાં જણાવેલાંને બળ જાણી મને ( કામને ) હણવા યત્ન

કરે છે તેના મનમાં હું ફરીને પ્રગટ થાઉં છું. જે જુદી જુદી દક્ષિણાઓવાળા યજ્ઞો કરી મને હણવા યત્ન કરે છે તેના ચિત્તમાં જેમ ધર્માત્મા જંગમ પ્રાણિઓની ઉત્તમ યોનિ વિષે ઉદાર રૂપથી પ્રગટ થાય છે તેમ હું ફરીને દંભ વગેરે રૂપથી પ્રગટું છું. જે નિત્ય વેદ અને વેદાંતરૂપ સાધનોથી મને મારવા યત્ન કરે છે તેના મનમાં સ્થાવર પ્રાણિઓમાં અસ્પષ્ટ રૂપથી રહેલા જીવની પેઠે પ્રગટ હું થાઉં છું. જે સત્ય પરાક્રમવાળો યુદ્ધ અને દુઃખમાં ધીરજથી મને હણવા યત્ન કરે છે તેના ચિત્ત (અહંકાર) રૂપ હું થાઉં છું પણ તે મને જાણતો નથી. જે વખાણવા યોગ્ય વ્રતવાળો તપથી મને હણવા યત્ન કરે છે તેના તપમાં હું પાછો પ્રગટ થાઉં છું. જે પંડિત નિત્ય મુક્ત આત્માને જાણ્યા વિના મોક્ષ (તપ વગેરે) પ્રત્યે રહી મને હણવા યત્ન કરે છે તે, મોક્ષની પ્રીતિ વિષે રહેલાના ચિત્તમાં હું નૃત્ય કરૂં છું અને હસું છું. સનાતન, એકલો એવો હું સર્વ પ્રાણિઓએ વધ ન કરી શકાઉં તેવો છું. આ ઉપર કહ્યું તે કારણથી હે મહારાજ! તમે પણ તે કામને વિવિધ દક્ષિણાવાળા યજ્ઞોથી ધર્મ વિષે પ્રાપ્ત કરો, તેમાં તમારી પાસે તે પ્રગટ થશે. વિધિ પ્રમાણે દક્ષિણાઓવાળા અશ્વમેધથી અને બીજા જુદા જુદા સમૃદ્ધિવાળા, પ્રાપ્ત થયેલા દાનોવાળા યજ્ઞોથી યજન કરો. હણેલા બંધુઓને ફરી ફરી જોઇ તમને વ્યથા થાઓ માં, કેમકે જેઓ આ રણભૂમિમાં મરણ પામ્યા છે તેઓ ફરી જોઇ શકાય તેમ નથી. વળી પ્રસિદ્ધ એવા તમે પ્રાપ્ત થયેલ દક્ષિણાઓવાળા, સમૃદ્ધિવાળા, મોટા યજ્ઞોથી યજન કરી જગતમાં ઉત્તમ કીર્તિ પામી ઉત્તમ ગતિ મેળવશો.

**सत्वामिष्ट्वा महायज्ञैः समृद्धैराप्तदक्षिणैः ।**
**कीर्तिंलोकपरां प्राप्य गतिमग्र्यां गमिष्यसि ॥ २२ ॥**

**इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि कृष्णधर्मसम्वादे त्रयोदशो ऽध्यायः ॥ १३ ॥**



## અધ્યાય ૧૪ મો. અશ્વમેધ કરવાની મતિ.

**वैशंपायन उवाच—एवं बहुविधैर्वाक्यैर्मुनिभिस्तैस्तपोधनैः ।**
**समाश्वस्यत राजर्षिर्हतबन्धुर्युधिष्ठिरः ॥ १ ॥**

વૈશંપાયને કહ્યું—આ પ્રમાણે બહુ પ્રકારનાં વાક્યોથી તપરૂપ ધનવાળા મુનિયોએ જેના સગાઓ નાશ પામેલા છે એવા રાજર્ષિ યુધિષ્ઠિરને આશ્વાસના કરી અને પોતે શ્રીકૃષ્ણે, દેવના સ્થાન સરખા કૃષ્ણદ્વૈપાયને (વ્યાસે), ભીમસેને, નકુળે, દ્રૌપદીએ, સહદેવે, બુદ્ધિમાન્ અર્જુને, બીજા શ્રેષ્ઠ પુરૂષોએ અને શાસ્ત્રોને જાણનારા બ્રાહ્મણોએ સમજાવી શાંત કરેલા તે રાજાએ હે રાજન્! શોકથી થયેલાં દુઃખનો તથા મનથી થતા સંતાપનો ત્યાગ કર્યો. પછી ફરી રાજા યુધિષ્ઠિર બંધુઓનાં પ્રેત કાર્યો કરી ધર્મમાં મન રાખી સમુદ્રરૂપી વસ્ત્રવાળી પૃથ્વીને આજ્ઞામાં વર્તાવવા લાગ્યા. કેવળ પોતાના રાજ્યને પામી અતિ શાંત મનવાળા, કુરૂકુળમાં જન્મેલા તે વ્યાસ, નારદ, અને બીજાઓને કહેવા લાગ્યા કે. પ્રથમ વૃદ્ધ અને મુનિયોમાં શ્રેષ્ઠ એવા તમોએ મને શાંત કર્યો તેથી મને હવે લગારે દુઃખ નથી. વળી જેણે કરી દેવોને હું યજવાનો છું તે દ્રવ્ય અતિ ઘણું પ્રાપ્ત થયું છે

માટે આજ તમોને આગળ કરી ગજ પ્રત્યે લેઇ જઇશ. હે દ્વિજોમાં શ્રેષ્ઠ પિતામહ! તમે રક્ષા કરેલા અમે હિમાલય પ્રતિ જઇશું; કેમકે તે દેશ બહુ આશ્ચર્યવાળો સંભળાય છે. દેવસ્થાનરૂપ, દેવર્ષિનારદે અને ભગવાને કલ્યાણ તથા આશ્ચર્યરૂપ કહેલો છે. કોઇ પણ ભાગ્ય રહિત પુરૂષ દુઃખને પામી આવા પ્રકારના સજ્જનોએ માનેલા, સારાં હૃદયવાળા, ગુરૂઓને પામે નહિ. આવી રીતે રાજાએ કહેતાં સર્વ મોટા ઋષિઓ રાજાને તથા કૃષ્ણ અને અર્જુન એ બેને જણાવી સર્વેના જોતાં ત્યાંજ અદૃશ્યપણાને પામ્યા. પછી ધર્મના પુત્ર, સમર્થ રાજા ત્યાંજ બેઠા. હે કુરૂઓમાં શ્રેષ્ઠ! જ્યારે ભીષ્મનો નાશ થયો ત્યારે ભીષ્મ તથા કર્ણ વગેરે કૌરવોના દેહની પાછળ બ્રાહ્મણોને દાનો આપતા, અને શૌચ કાર્યો કરતા એવા તેઓ ( પાંડવો ) નો તે અતિ મોટો નહીં એવો કાળ ચાલ્યો ગયો. આ રીતે ધૃતરાષ્ટ્ર સહિત દેહની પાછળ આપવાનું સર્વ આપ્યું. પછી બ્રાહ્મણોને બહુ ધન આપી પાંડવોમાં શ્રેષ્ઠ એવા ધૃતરાષ્ટ્રને આગળ કરી હસ્તિનાપુર ગયા અને ધર્મ વિષે મનવાળા બુદ્ધિરૂપ નેત્રવાળા, સમર્થ, પિતા ( ધૃતરાષ્ટ્રને ) સારી રીતે આશ્વાસના આપી ભાઇઓ સહિત ધર્મરાજ પૃથ્વીને આજ્ઞામાં રાખવા લાગ્યા.

**समाश्वास्य पितरं प्रज्ञाचक्षुषमीश्वरम् ।**
**अन्वशाद्वै स धर्मात्मा पृथिवीं भ्रातृभिः सह ॥ १७ ॥**

**इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि चतुर्दशोऽध्यायः ॥ १४ ॥**

## અધ્યાય ૧૫ મો. કૃષ્ણાર્જુન વિનોદન.

**जनमेजय उवाच—विजिते पाण्डवै र्यैस्तु प्रशान्ते च द्विजोत्तम ।**
**राष्ट्रे किं चक्रतुर्वीरौ वासुदेवधनंजयौ ॥ १ ॥**

જનમેજયે પૂછ્યુ—હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ! જ્યારે પાંડવોએ દેશને જીત્યો અને તે અતિ શાંત થયો ત્યારે શૂર એવા, વસુદેવના પુત્ર કૃષ્ણ અને અર્જુન એ બે શું કરતા હતા? વૈશંપાયને કહ્યું—હે નરોના પતિ! હે રાજન્! જ્યારે પાંડવોએ જીતેલો દેશ તદ્દન શાંત થયો ત્યારે વસુદેવના પુત્ર કૃષ્ણ અને અર્જુન પ્રસન્ન થયા અને હર્ષયુક્ત એવા તેઓ સ્વર્ગમાં રહેલા બે, દેવોના રાજાઓની પેઠે વિહાર કરવા લાગ્ય. નંદન વનમાં ફરતાં અતિ હર્ષ પામેલા અશ્વનીકુમારો હોય તેમ તે બે વિચિત્ર વનોમાં, શિખરો સહિત પર્વતોમાં, પુણ્યકારી તીર્થોમાં, સરોવરોમાં તથા નદીઓમાં ક્રીડા કરતા હતા. વળી હે ભારત! ઇન્દ્રપ્રસ્થ ( આગ્રા ) માં મહાત્મા એવા કૃષ્ણ અને પાંડુપુત્ર અર્જુન ક્રીડા કરતા હતા. કોઇ વખતે રમણીય સભા પ્રત્યે જઇ વિહાર કરતા હતા. હે પૃથ્વીના ઇશ્વર! વારંવાર કથાના પ્રસંગમાં આશ્ચર્યકારી, યુદ્ધની કથાઓ અને કલેશોને સંભારતા હતા, પ્રસન્ન થતા, પુરાતન શ્રેષ્ઠ ઋષિ મહાત્મા તેઓ સદા ઋષિયો તથા દેવોના વંશને વર્ણવતા હતા. નિશ્ચયને જાણનાર કેશવ ભગવાન મધુર, આશ્ચર્યકારી, અને અર્થવાળાં પદોનો જેમાં નિશ્ચય કરેલો હોય એવી કથાઓ પૃથાના પુત્ર અર્જુનને સંભળાવતા હતા. શૂર પુત્ર શ્રીકૃષ્ણ જ્ઞાતિ અને પુત્રના શોકથી સંતાપ પામેલા પૃથાના પુત્રને હજારો કથા કહી શાંત કરતા હતા. વિજ્ઞાનને જાણનારા, મહા તપસ્વી, શ્રીકૃષ્ણ વિધિ પ્રમાણે તેની આશ્વાસના કરી જાણે આત્માના ભારને તજી વિશ્રાંતિ પામ્યા હોય તેમ વર્તતા હતા. પછી કથાના અંતમાં, સુંદર

વાણીથી અર્જુનને શાંત કરતા એવા ગોવિંદ ભગવાન કારણસર આવું વચન બોલ્યા કે, હે શત્રુઓને તપાવનાર અર્જુન ! ધર્મના પુત્રે તમારા બાહુના બળનો આશ્રય કરી સઘળી પૃથ્વી જીતી. હે નરોત્તમ ! ધર્મરાજ યુધિષ્ઠિર, નકુલ, સહદેવ અને ભીમસેનના સામર્થ્યથી શત્રુ રહિત થયેલી પૃથ્વીને ભોગવે છે. હે ધર્મને જાણનાર ! ધર્મરાજાએ ધર્મથી શત્રુરહિત રાજ્ય મેળવ્યું છે અને ધર્મથી યુદ્ધમાં દુર્યોધન રાજાને હણ્યો છે. ધૃતરાષ્ટ્રના પુત્રો, દુષ્ટ મનવાળા સદા અપ્રિય બોલનારા, લોભી, અને અધર્મમાં પ્રીતિવાળા હતા તેઓને પુત્ર વગેરે સહિત નાશ પમાડ્યા. હવે હે કુરુકુળને ધારણ કરનાર પૃથાના પુત્ર ! તમે રક્ષણ કરેલા, પૃથ્વીના પતિ, રાજા ધર્મપુત્ર અતિ શાંત પામેલી સકળ પૃથ્વીને ભોગવે છે. વળી હું પણ હે પાંડવ ! અરણ્યોમાં તમારી સાથે રમું છું. હે શત્રુકર્ષણ ! વધારે શું કહું ? જ્યાં રાજા ધર્મનો પુત્ર છે, જ્યાં મહા બળવાન ભીમ છે, જ્યાં માદ્રીના પુત્રો અને જ્યાં આ જન ( આ માણસરૂપ તું ) છે ત્યાં મારી ઉત્તમ પ્રીતિ છે. તેમજ હે પાપથી રહિત કૌરવ ! રમણીય, પુણ્યકારી અને સ્વર્ગના સરખા, સભાના ઉત્તમ ભાગોમાં તમારી સાથે રહેતાં અને શૂરના પુત્ર ( વસુદેવ ) ને, બળદેવને અને બીજા ઉત્તમ યાદવોને ન જોતાં ઘણો કાળ ગયો માટે હે પુરુષોમાં શ્રેષ્ઠ ! હે કુરુકુળમાં જન્મેલા ! હું દ્વારામતી ( દ્વારકાં ) નગરી પ્રત્યે જવા ઇચ્છું છું માટે તમને પણ મારૂં જવું અનુકૂળ હો. અમે શોક કરવામાં જે જે યોગ્ય હતું તે બહુ પ્રકારવાળું ભીષ્મની સાથે રાજા યુધિષ્ઠિરને કહેલું છે. પોતે પાંડવ યુધિષ્ઠિર શિખામણ આપનાર છે તોપણ અમે તેને શિખામણ આપેલી છે તથા તે મહાત્માએ તે વચન ઠીક ગ્રહણ કર્યું છે. ધર્મને જાણનારા, કરેલાંને સમજનાર અને સત્યવાદી એવા ધર્મના પુત્રમાં સત્ય, ધર્મ, ઉત્તમ બુદ્ધિ અને સ્થિતિ નિરંતર રહેલાં છે. હે અર્જુન ! જો તમને ગમે તો ત્યાં જઇ મહાત્મા, જનોના અધિપતિ યુધિષ્ઠિરને અમારા ગમન [ પ્રયાણ ]ને લગતું વચન કહો. હું પ્રાણનો ત્યાગ પ્રાપ્ત થાય તોપણ તેનું અપ્રિય કરૂં નહિ ત્યારે હે મહાબાહો ! દ્વારકાંપુરી પ્રત્યે જવા કેમ મન કરૂં [ ન કરૂં ]. હે પાર્થ હે કૌરવ્ય ! હું ખરૂં કહુંછું, કોઇ પણ રીતે ખોટું નથી. આ સઘળું, તમારી પ્રીતિ તથા હિતની ઇચ્છાથી છે. હે અર્જુન ! અહિં રહેવામાં મારૂં જે પ્રયોજન હતું તે પૂરૂં થયું છે; કેમકે રાજા ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન સૈન્ય સહિત અને પોતાનાં વાક્ય કે પગલાંને અનુસરનારાઓ સહિત નાશ પામ્યો. વળી હે તાત પાંડવ ! પર્વત, વન અને મોટાં વનો-સહિત, સમુદ્રરૂપ વલય વાળી, બહુ પ્રકારનાં રત્નોથી વ્યાપ્ત આ પર્વત સહિત પૃથ્વી બુદ્ધિમાન્ કુરુઓના રાજા, ધર્મના પુત્ર યુધિષ્ઠિરના વંશમાં આવેલી છે. હે ભરતશ્રેષ્ઠ ! ધર્મને જાણનાર, નિરંતર ભાટ ચારણ વગેરેએ સ્તુતિ કરાતા, અને બહુ સિદ્ધ તથા મહાત્માઓએ સેવાતા યુધિષ્ઠિર ધર્મથી સઘળી પૃથ્વીને પાળો. હે કુરુઓમાં શ્રેષ્ઠ ! આજ મારી સાથે ચાલી કુરુઓને વધારનારા તે રાજાને મારૂં દ્વારકાં પ્રત્યે જવું પૂછો. હે પૃથાના પુત્ર ! આ શરીર, ને મારા ઘરમાં જે ધન છે તે સદા યુધિષ્ઠિરને નિવેદન કરેલું છે. વળી કુરુઓના અધિપતિ મોટી મતિવાળા યુધિષ્ઠિર સદા મને માન્ય અને પ્રિય છે. હે નરપતિ પુત્ર ! તમારા વિના મને હવે અહિં નિવાસના કારણમાં ફળ નથી; કેમકે હે પૃથાના પુત્ર ! પૃથ્વી તમારા ગુરૂ સદાચરણવાળા યુધિષ્ઠિરના હુકમમાં રહેલી છે. આ પ્રમાણે હે પૃથ્વીના ઇશ્વર ! જ્યારે મહાત્મા શ્રીકૃષ્ણે આ વચન કહ્યું ત્યારે શ્રીકૃષ્ણને માન આપી અમિત પરાક્રમવાળા અર્જુને દુઃખથી ( તેમ ' ઠીક ' એમ કરી કહ્યું.

इतीदमुक्तः स तदा महात्मना जनार्दनेनामितविक्रमोऽर्जुनः।
तथेति दुःखादिव वाक्यमीरयञ्जनार्दनं सम्प्रतिपूज्य पार्थिव ॥ ३६॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि पञ्चदशोऽध्यायः ॥ १५ ॥

## અધ્યાય ૧૬ મો. અનુગીતારંભ.

जनमेजय उवाच—सभायां वसतो स्तत्र निहत्यारीन्महात्मनोः ।
केशवार्जुनयोः कानुकथासममवद्विज ॥ १ ॥

જનમેજયે પૂછ્યું--હે દ્વિજ! પછી શત્રુઓને મારી સભામાં વસતા મહાત્મા શ્રીકૃષ્ણ તથા અર્જુનને શી વાત થઇ? વૈશંપાયને કહ્યું-પોતાના રાજ્યને પામી હર્ષયુક્ત પૃથાનો પુત્ર (અર્જુન) શ્રીકૃષ્ણ સહિત તે દિવ્ય સભામાં વિહાર કરતો હતો. હે નૃપ! હર્ષિત અને પોતાના જનથી યુક્ત એવા તેઓ પોતાની ઇચ્છાથી તેમાં કોઇ પણ સ્વર્ગના દેશ સરખા, સભાના ભાગમાં ગયા. ત્યાં ગયા પછી કૃષ્ણ સહિત, પ્રખ્યાત, પાંડુપુત્ર અર્જુને તે રમણીય સભાને જોઇ કહ્યું-હે મહાબાહો! હે દેવકી જેની માતા છે એવા કૃષ્ણ! જયારે યુદ્ધ પ્રાપ્ત થયું ત્યારે તમારૂં માહાત્મ્ય, અને ઇશ્વરતાવાળું રૂપ મેં જોયું હતું. હે કેશવ! પૂર્વે ભગવાન એવા આપે સ્નેહથી જે મને કહેલું હતું તે સઘળું હે પુરૂષોમાં શ્રેષ્ઠ! આ મારૂં ચિત્ત ભ્રષ્ટ થવાથી નષ્ટ થયું છે. હે માધવ! તમે થોડા વખત પછી દ્વારકાં જવાના છો. તે અર્થો (વિષયો)માં મને ફરી ફરીને આશ્ચર્ય થાય છે. વૈશંપાયને કહ્યું—આ પ્રમાણે કહેતાં મહાતેજસ્વી, વક્તાઓમાં ઉત્તમ એવા કૃષ્ણ અર્જુનને ભેટી કહેવા લાગ્યા કે, હે પૃથાના પુત્ર! મેં તમને જુનું રહસ્ય, સ્વરૂપવાળો ધર્મ, અને સદા રહેનારા લોક સંભળાવ્યા પણ તમે અજાણપણાથી ગ્રહણ ન કર્યા તે મારૂં અતિ મોટું અપ્રિય થયું. આજ તે ફરી મને યાદ આવશે નહિ. હે પાંડુના પુત્ર અર્જુન! જરૂર તમે શ્રદ્ધા રહિત છો અને દુર્બુદ્ધિવાળા છો. ફરી તે પૂર્ણપણાથી કહી શકાવાનું નથી. ધર્મ બ્રહ્મનાં પદને જાણવામાં પૂર્ણ છે, પણ ફરી તે પ્રમાણે પૂર્ણપણાથી મેં તે કહી શકાય એમ નથી; કેમકે મેં યોગયુક્ત થઇ પરબ્રહ્મ કહ્યું હતું. હવે તે વિષયમાં એક ઇતિહાસ કહેવાનો છું કે જે નિર્મળ બુદ્ધિનો આશ્રય કરી તમે ઉત્તમ ગતિ પામશો. હે ધર્મને ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ! મારૂં સઘળું કહેવું સાંભળો. હે શત્રુઓને દમનાર! બ્રહ્મલોકથી દુઃખેકરી પગભય પમાડાય એવો કોઇ પણ બ્રાહ્મણ સ્વર્ગ લોકથી આવ્યો અને અમારાથી સત્કાર પામ્યો હે ભરતશ્રેષ્ઠ પૃથાના પુત્ર! અમારા પૂછવાથી તેણે દિવ્ય વિધિથી જે કહ્યું તે તમે વિચાર કર્યા વિના સાંભળો. બ્રાહ્મણે કહ્યું-હે વિભો! હે કૃષ્ણ! તમે મોક્ષધર્મનો આશ્રય કરી પ્રાણિઓની ઉપર કૃપા કરવા, મોહને નાશ પમાડનારૂં મને જે પૂછ્યું તે હું તમને યથાયોગ્ય કહેનાર છું માટે હે મધુ દૈત્યને મારનાર માધવ! મારા કહેવાથી સાવધાન થઇ તે સંભળો. કોઇ એક તપસ્વી, ધર્મને અધિક જાણનારો કાશ્યપ નામે બ્રાહ્મણ ખરી રીતે ધર્મોનાં શાસ્ત્રોને મેળવનારા, ઘણીવાર જન્મવું અને મરવું તે વિષયમાં શાસ્ત્રના અનુમાનથી થયેલા જ્ઞાનના અને યોગથી થયેલાં પ્રત્યક્ષ જ્ઞાનના પારને પામનારા લોકોના તત્વના અર્થમાં કુશળ, સુખ તથા દુઃખના વિષયને જાણનાર જન્મ અને મરણનાં તત્વને જાણનાર, પાપ તથા પુણ્યમાં કોવિદ, કર્મોએ કરી ઉંચ

અને નીચ પ્રાણુઓની ગતિને જોનારા, મુક્તની પેઠે ફરનાર અતિ શાંત, ઇન્દ્રિયોને નિયમમાં રાખનાર બ્રહ્મ અથવા બ્રાહ્મણની શોભાથી પ્રકાશિત સર્વ તરફ જનાર અંતર્ધાનની ગતિને જાણનાર કોઇ પણ બ્રાહ્મણને આવેલો સાંભળી તેની પાસે જવું એમ તે વખતે સાંભળ્યું હતું તે પ્રમાણેજ અંતર્ધાન પામેલા, ચક્રને ધારણ કરનાર સિદ્ધોની સાથે જતા, તેઓની સાથે એકાંતમાં બોલતા તથા બેસતા સ્વચ્છંદપણાથી ચાલતા અને પવનની પેઠે આસક્ત ન થતા તે વિપ્રને મળી ધીર બુદ્ધિવાળો બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવો તપસ્વી, અતિ સાવધાન થયેલો કાશ્યપ ધર્મની ઇચ્છાથી એના ચરણોને વિનય પ્રમાણે શરણ થયો અને આશ્ચર્ય જોઇ વિસ્મય પામેલો કાશ્યપ પ્રસિદ્ધ, બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ગુરૂ એવા તે વિપ્રને સેવાથી સંતોષ પમાડવા લાગ્યો. પરને તાપ પમાડનાર કાશ્યપ જેમાં સાંભળેલા ચરિત્રવાળું તે સઘળું હતું એ સિદ્ધને ગુરૂવૃત્તિવડે પ્રસન્ન કરવા લાગ્યા. પ્રસન્ન થયેલા તેણે સંતોષથી શિષ્યની પરમ સિદ્ધિ જોઇ જે વચન કહ્યું તે હે શ્રીકૃષ્ણ! મારાથી સાંભળો.

સિદ્ધે કહ્યું—હે તાત! જુદા જુદા પ્રકારનાં કર્મોથી અને કેવળ પુણ્યના યોગોથી મનુષ્યો આ લોકમાં ગતિને તથા દેવલોકમાં સ્થિતિને પામે છે, પણ કોઇ ઠેકાણે અત્યંત સુખ નથી અને કયાંય સદા રહેનારી સ્થિતિ નથી. વારંવાર દુઃખે કરી મળેલા મોટા સ્થાનથી પડવું થાય છે. કામ તથા ક્રોધ યુક્ત અને તૃષ્ણાવડે મોહિત થવાથી, તેમ પાપોના સેવનથી મેં દુઃખકારી અશુભ ગતિઓ જોઇ છે. વળી વારંવાર મરણ અને ફરી ફરીને જન્મ પ્રાપ્ત કરેલા છે. જુદા જુદા પ્રકારનાં ભોજનો ખાધેલાં છે, જુદાં જુદાં સ્તનોનું પાન કરેલું છે. હે નિષ્પાપ! મેં જુદા જુદા પ્રકારની માતાઓ, જુદા જુદા પ્રકારવાળા પિતાઓ, વિચિત્ર સુખો અને દુઃખો જોયેલાં છે. બહુવાર પ્રિયોની સાથે ન વસવાપણું અને અપ્રિયોની સાથે વસવાપણું અનુભવેલું છે, દુઃખેકરી ધન પામી ધનનો નાશ પણ જોયેલો છે. રાજાથી તથા પોતાના જનથી અતિ કષ્ટકારી અપમાન, શરીર અને મનની અતિદારૂણ વેદનાઓ, ઉગ્ર તિરસ્કારો, અને ભયંકર વધ તથા બંધનો અનુભવેલાં છે. નરકમાં પડી દુઃખ સહ્યાં છે અને યમના સ્થાનમાં તીવ્ર દુઃખો મળેલાં છે. મેં આ જગતમાં વૃદ્ધાવસ્થા, રોગો અને વારંવાર ટાઢ તડકા વગેરેથી થયેલાં અતિ દુઃખો સદા અનુભવેલાં છે. પછી કદી અતિ દુઃખથી પીડા પામી મેં વૈરાગ્યથી નિરાકાર (બ્રહ્મ)નો આશ્રય કરી લોકતંત્ર (દ્વૈતથી થયેલાં દુઃખ)નો ત્યાગ કર્યો. હું આ જગતમાં અનુભવ કરી આ માર્ગ પ્રત્યે રહ્યો છું અને તેને લીધે મેં આત્માની (બ્રહ્મની) પ્રસન્નતાથી આ સિદ્ધિ મેળવી છે. હું ફરી અહિં આવીશ નહિ અને હાલ હું લોકોને પોતાની શુભ ગતિઓને પણ, પ્રજાની સૃષ્ટિથી માંડી મોક્ષ સુધી જોઉં છું. હે દ્વિજોમાં શ્રેષ્ઠ! મેં કહ્યું તે રીતે આ ઉત્તમ સિદ્ધિ મેળવેલી છે. હવે અહિંથી ઉત્તમ એવા સત્યલોકને અને તે પછી અતિ ઉત્તમ એવા મોક્ષરૂપ, ન જણાતાં એવાં બ્રહ્મનાં પદને પામીશ, આમાં તમને સંશય થાઓ માં. હે પરંતપ! હું ફરી આ મનુષ્યના લોક પ્રત્યે આવીશ નહિ. હે મોટી બુદ્ધિવાળા! હું તમને પ્રસન્ન થયો છું માટે કહો કે તમારૂં શું પ્રિયકરૂં? જે ઇચ્છા કરી તમે આવેલા છો તેને માટે આ વખત યોગ્ય છે, તમે જે માટે મને મળ્યા તે હું જાણું છું અને થોડા વખતમાં હું જઇશ તેથી તમને પ્રેરણા કરૂં છું. હે વિચક્ષણ (વક્તા)! હું તમને સારાં આચરણથી પ્રસન્ન થયો છું, મને યોગક્ષેમ પૂછો, જે તમે ઇચ્છેલું હશે તે કહીશ. હે કાશ્યપ! જેથી તમે મને જાણ્યો

તેથી તમે અવશ્ય ધારણા યુક્ત બુદ્ધિવાળા છો, હું તમારી બુદ્ધિને બહુ ઉત્તમ માનું છું અને પૂજું છું.

बहुमन्ये च ते बुद्धिं भृशं सम्पूजयामि च ।
येनाहं भवता बुद्धो मेधावी ह्यसि काश्यप ॥ ४६ ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि षोडशोऽध्यायः॥१६॥

## અધ્યાય ૧૭ મો. અનુગીતા ચાલુ.

वासुदेव उवाच--ततस्तस्योपसंगृह्यपादौ प्रश्नान्सुदुर्वचान् ।
प्रपच्छतांश्च धर्मान्सप्राह धर्मभृतांवरः ॥ १ ॥

વાસુદેવ--કહે છે તે પછી તેના ચરણ ગ્રહણ કરી ધર્મને ધારનારાઓમાં ઉત્તમ એવા તેણે અતિ દુઃખે કહી શકાય એવા પ્રશ્નો અને ધર્મો પૂછ્યા. મુનિ કાશ્યપ પૂછવા લાગ્યા કે શરીર કેમ પડે છે? કેવી રીતે પ્રાપ્ત થાય છે અને કષ્ટરૂપ સંસારથી ફરતો જીવ કેવી રીતે મુક્ત થાય છે? જીવ મૂળ અજ્ઞાનને તજી શરીર છોડે છે અને શરીરથી છૂટો થયેલો બીજા (બ્રહ્મ) ને પામે છે? આ લોક પોતે કરેલાં, સારાં તથા નઠારાં કર્મો ભોગવે છે અને દેહ રહિત જીવનું કર્મ ક્યાં રહે છે? બ્રાહ્મણે કહ્યું--હે વૃષ્ણિના કુળમાં થયેલા કૃષ્ણ! આ રીતે પ્રેરણા કરેલા સિદ્ધે જે પ્રશ્નોના જવાબ આપ્યા તે તમે મારાથી ક્રમે કરી સાંભળો. પેલા સિદ્ધે કહ્યું--શરીર ધારણ કરી આયુષ્ય તથા કીર્તિને આપનારાં કર્મો જે કરે છે તે સર્વ કર્મો ક્ષીણ થાય ત્યારે આયુષ્યનો ક્ષય થવા માણસ વિપરીત (અવળાં) કર્મો કરે છે. વળી નાશ સમીપ આવે છે ત્યારે એની બુદ્ધિ વિપરીત થાય છે. જેનું મન સ્વાધિન નથી એવો પોતાની સત્તા, બળ અને કાળને જાણીને પોતાનાં વિરૂદ્ધોને સેવે છે. જ્યારે એ સર્વ અતિ કષ્ટકારી વસ્તુઓ સેવે છે, ભોજન પણ વધારે કરે છે, કદી ખાતો નથી, એક બીજાનું વિરોધી ભારે, અને પ્રમાણ વગરનું હોય તેવું, દુષ્ટ, અન્ન, માંસ, અને પાન સેવે છે. ન પચ્યું હોય તોય ફરી જમે છે, ઘણી કસરત અને શ્રમ કરે છે, નિરંતર કામના લોભથી આવેલા મળમૂત્ર વગેરેના વેગને રોકે છે. રસવાળાં અન્ન ખાય તથા દિવસે શયન કરે છે. તે પોતે ન પાકેલા દોષો (વાત, પિત્ત, કફ) ને કોપાવે છે અને પોતાના દોષોના કોપથી મરણ જેની સમીપ છે એવા રોગને ભોગ પડે છે અથવા વિપરીત, બંધનો પામે છે. તે કારણોથી તે પ્રાણીનું શરીર પડે છે. હવે જે જીવિત કહેવાય છે તે યથાયોગ્ય સમજો. શરીરમાં તીવ્ર વાયુએ પ્રેરેલો, અતિ કોપેલો પિત્ત (ગરમી) શરીરને ઘેરી સર્વ પ્રાણોને (ઇંદ્રિયોને) રોકે છે. શરીરમાં કોપેલાં, અતિ બળવાન પિત્ત જીવનાં સ્થાન, મર્મોને ભેદે છે. તે પછી વેદના સહિત એવો જીવ ઝટ નાશ પામનારાં શરીરથી જુદો પડે છે. જ્યારે મર્મસ્થાનો ભેદાય છે ત્યારે પ્રાણી વેદનાવડે વ્યાપ્ત મનવાળો થઇ શરીર તજે છે. હે દ્વિજોમાં શ્રેષ્ઠ! જન્મ તથા મરણથી ઉદ્વેગ પામેલા સર્વ પ્રાણિઓ શરીરોને તજતા દેખાય છે. હે દ્વિજોમાં શ્રેષ્ઠ! ગર્ભના દેહમાં પ્રવેશ કરવામાં અને મર્મસ્થાનોના ભેદાવામાં મનુષ્ય ફરી તેવીજ (મરણ જેવી) વેદના પામે છે અને સાંધાઓના ભેદાવાથી તે નર જળવડે વિહ્વલતાને પામે છે. જે રીતે પાંચ

મહાભૂતો વિષે મળેલાપણાને નાશ પમાડે તે રીતે શીતપણાથી ( કફથી ) કોપેલો, તીવ્ર વાયુએ પ્રેરેલ, જે પાંચ ભૂતો વિષે ( પૃથ્વી વગેરેમાં ) પ્રાણુ તથા અપાનમાં રહેલો છે તે, ઉંચે જનારો વાયુ દુઃખથી પ્રાણિયોને તજી શરીરને દમે છે, અને એ રીતે શ્વાસ રહિત દેખાય છે. પછી (ચેતને) તજેલો તે નર મોટી ઉષ્મા (ગરમી-ઉનાશ) રહિત, શ્વાસરહિત, શોભા રહિત, અને નાશ પામેલા ચેતનાવાળો થઇ જાય છે એમ કહેવાય છે. શરીરધારી ( જીવ ) પ્રથમ જે ઇન્દ્રિયોથી ઇંદ્રિયોના અર્થોને જાણે છે તે જ ઇંદ્રિયોથી પછી વસ્તુને નથી જાણી શકતો. વળી તે જ શરીરમાં જે આહારથી થયેલા પ્રાણોને ધારણ કરે છે તે સનાતન જીવ છે. તેમ જે જે કયાંહિં ભેગાપણામાં જોડાએલા છે તે તે ધર્મ તમે સાંભળો; અને તે તે રીતેજ શાસ્ત્રમાં માનેલા છે. જ્યારે તે ધર્મો ભેદ પામે છે ત્યારે શબ્દ કરતો તે પ્રાણીના હૃદયમાં પેસી ઝટ સત્તાને રોકે છે અને તેથી તે ચેતનાવાળો પ્રાણી કશું પણ જાણી શકતો નથી. જ્યારે મર્મસ્થાનો અજ્ઞાનથી ઢંકાય છે ત્યારે અજ્ઞાનથી ઢંકાઇ ગયેલા જ્ઞાનવાળો, સ્થાન રહિત થયેલો જીવ વાયુએ ચલાવેલો થાય છે. તે પછી ભયંકર શ્વાસ લઇ નીકળતો જીવ મોટા શ્વાસવાળા, ચેતના વગરના શરીરને તત્કાળ કંપાવે છે. શરીરથી જુદો પડેલો તે જીવ પોતાનાં કર્મોથી યુક્ત એવો ચોતરફથી પોતાનાં સારાં પુણ્યો અથવા પાપોથી યુક્ત થાય છે અને જ્ઞાન સંપન્ન, શાસ્ત્રના નિશ્ચયવાળા બ્રાહ્મણો તેને લક્ષણોએ કરી કરેલાં પુણ્યવાળો અથવા કરેલાં પાપવાળો જાણી શકે છે. જેમ નેત્રવાળા ( દેખતા ) જનો અંધકારમાં સંતાતા, એવા પતંગિયાને દેખે છે તેમ જ્ઞાનરૂપ નેત્રવાળા સિદ્ધો દિવ્ય દૃષ્ટિથી નાશ પામતા, પેદા થતા, અને યોનિ પ્રત્યે પ્રવેશ કરતા આવા પ્રકારના જીવને જોઇ શકે છે. શાસ્ત્રથી તે ( જીવ ) નાં કર્મભૂમિ, આ ભૂમિ, અને જ્યાં જીવો રહે છે તે, આ ત્રણ પ્રકારનાં સ્થાનો માનેલાં છે, માટે સર્વ પ્રાણિયો, શુભ તથા અશુભ કરવાથી અહિંજ જુદા જુદા પ્રકારના ભોગો પામે છે અને પોતાનાં કર્મોએ કરી તે ભોગવે છે. અહિંજ અશુભ કરનારા કર્મોથી નરકને પામે છે. જ્યાં મનુષ્યો પીડાય છે એ કષ્ટકારી નીચી ગતિ છે, માટે અતિ દુર્લભ મોક્ષ અને તેથીજ આત્મા રક્ષણ કરવા યોગ્ય છે. હવે ઉંચે જે સ્થાનકોમાં જઇ જંતુઓ રહેલા છે તે સત્યતાએ કરી કહેવાતા મારાથકી આપ સાંભળો. તે સાંભળી નિશ્ચયવાળી બુદ્ધિને અને કર્મના નિશ્ચયને જાણો. જ્યાં સર્વ તારાઓનાં રૂપો છે, જ્યાં આ ચંદ્રમાનું મંડળ છે અને જે લોકમાં પોતાની કાંતિએ કરી સૂર્યનું મંડળ શોભે છે, એ સ્થળો પુણ્ય કરનારાં જનોનાં જાણો. જ્યારે કર્મોનો ક્ષય થાય છે ત્યારે તે સર્વ ફરી ફરી ત્યાંથી ભ્રષ્ટ થાય છે. સ્વર્ગમાં પણ નીચ, ઉંચ અને મધ્યમ એવો ભેદ છે, ત્યાં પણ અતિ પ્રકાશવાળી લક્ષ્મીને જોઇ સંતોષ થતો નથી. આ રીતે આ સર્વ જુદી જુદી ગતિયો તમને કહી. હે દ્વિજ ! હવે આં પછી હું જે રીતે ગર્ભની ઉત્પત્તિ કહું છું તે રીતે સાવધ થઇ આપ સાંભળો.

उत्पत्तिं तु वक्ष्यामि गर्भस्याहमतःपरम् ।
तथा तन्मे निगदतः शृणुष्वावहितो द्विज ॥ ४२ ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि सप्तदशोऽध्यायः ॥ १७ ॥



## અધ્યાય ૧૮ મો. કર્માનુસાર જન્મ.

ब्राह्मण उवाच--शुभानामशुभानां च नेहनाशोऽस्ति कर्मणाम् ।
प्राप्य प्राप्यानुपच्यन्ते क्षेत्रं क्षेत्रं यथा तथा ॥ १ ॥

બ્રાહ્મણે કહ્યું--સારાં અથવા નઠારાં કર્મોનો નાશ નથી. શરીર શરીરને પામી તે તે રીતે જીવ ફળ પામે છે. જે રીતે ઉત્પન્ન થયેલું વૃક્ષ બહુ ફળ આપે તે રીતે શુદ્ધ મનથી કરેલું કર્મ મોટું પુણ્યરૂપ ફળ આપે છે અને પાપવાળા મનથી કરેલું કર્મ પાપરૂપ ફળ આપે છે. મનને આગળ કરી કર્મમાં પ્રવૃત્ત થવાય છે. હવે જે રીતે કર્મયુક્ત, કામ તથા ક્રોધે વિંટેલો નર ગર્ભ પ્રત્યે પ્રવેશ કરે છે તે પણ સાંભળો. વીર્ય સ્રીના રૂધિરથી મળેલું ગર્ભના સ્થાનમાં ગયેલું, કર્મથી થયેલાં, શુભ અથવા અશુભ શરીરને પામે છે. જે સૂક્ષ્મપણાથી અને ન જણાય એવાપણાથી કોઇ ઠેકાણે આસક્ત થતું નથી, જેને જાણી બ્રહ્મને જાણનારો ઇચ્છિત વસ્તુને પામી નિઃસંગ થાય છે. તે બ્રહ્મ નિત્ય ( અવિનાશી ) છે, તે સર્વ પ્રાણિયોનાં બીજરૂપ છે અને તેણે કરી જંતુઓ જીવે છે, બ્રહ્મરૂપ છતાં જીવ ગર્ભનાં જુદાં જુદાં સર્વ અંગોમાં પ્રવેશ કરી ઝટ ઇંદ્રિયોનાં સ્થાનકોમાં રહેલો ચિત્તવડે ધારણ થાય છે. પછી ચેતન ( જીવ ) વાળો તે ગર્ભ અંગોને ફરકાવે છે. જે રીતે થોડો પણ સુવર્ણનો રસ સેચન કરવાથી તાંબાની મૂર્તિને તે રૂપ થઇ પામે છે, તે રીતે તમે ગર્ભમાં જીવનો પ્રવેશ જાણો. જેમ અગ્નિ લોહના પિંડમાં પ્રવેશ કરી તેને તપાવે છે તેમજ તમે ગર્ભમાં જીવનો પ્રવેશ થયેલો જાણો. જે પ્રમાણે ઘરમાં પ્રકાશતો દીવો પ્રકાશ પામે છે એજ પ્રમાણે ચેતના શરીરોને પ્રકાશિત કરે છે. જો કે સારૂં અથવા નઠારૂં જે જે કર્મ થાય છે તે, સર્વ પ્રથમના દેહે કરેલા કર્મના ફળ રૂપે અવશ્ય ભોગવવું પડે છે. ભોગવ્યા પછીજ તે ક્ષય પામે છે અને જ્યાં સુધી મોક્ષના ઉપાયમાં રહેલા ધર્મને માણસ નથી જાણતો ત્યાં સુધી પાછું બીજું કર્મ વધે છે, તેમાં હે સજ્જન ! જે રીતે એક બીજી જાતિયોમાં ઉત્પન્ન થતો પ્રાણી જેણે કરી સુખી થાય છે તે રીતે તે કર્મ જાણવું. દાન, વ્રત, બ્રહ્મચર્ય, કથા-પ્રમાણે વેદનું ધારણ, ઇંદ્રિયોનો નિયમ, શાંતતા, પ્રાણિયો ઉપર દયા, ચિત્તની એકાગ્રતા, ક્રૂરતારહિતપણું, પરધન લેવાનો ત્યાગ, મનથી પણ પૃથ્વીના પ્રાણિયોને પીડા ન કરવી, માતા પિતાની સેવા, દેવતા અને અતિથિયોનું પૂજન, ગુરૂની પૂજા, દયા, પવિત્રતા, નિત્ય ઇંદ્રિયોનો સંયમ, અને શુભ કર્મોની પ્રવૃત્તિ એ સજ્જનોનું આચરણ કહેવાય છે. તેથી ધર્મ ઉત્પન્ન થાય છે કે જે નિરંતર પ્રજાને પાળે છે. આ પ્રમાણે સદા સજ્જનોમાં દૃષ્ટિ કરવી, કેમકે તેઓમાં પણ આ સ્થિતિ નિશ્ચળ ( સ્થિર ) હોય છે. જેમાં શાંત જનો રહેલા છે તે આચાર, ધર્મને કહે છે ( બતાવે છે ) અને જે ધર્મરૂપ કર્મ તેઓ ( સજ્જનો )માં રહેલું છે તે, સનાતન ધર્મ છે, માટે જે મનુષ્ય તે ધર્મને પામે છે તે ખરાબ ગતિને પામતો નથી. આ કારણથી ધર્મના માર્ગોમાં ભ્રષ્ટ થનારા લોક માટે નિયમ કરેલો છે, પણ જે યોગી ને મુક્ત છે તે આ લોકોથી અધિક છે માટે જણાતો એવો તે કર્મનો સંગ કદાપિ પણ કરી શકતો નથી. ધર્મથી વર્તનારાનું જ્યાં, જે રીતે શુભ કર્મ થાય ત્યાં તે રીતે એનું ઘણા કાળે કરી સંસારથી તારણ થાય છે. આની રીતે પ્રાણી નિત્ય પૂર્વે કરેલાં કર્મને પામે છે. વળી જેણે કરી આત્મા વિકાર પામેલો ( જીવપણાને પામેલો ) છે તે, સર્વ કારણરૂપ છે. પૂર્વે કોણે આના શરીરનું ગ્રહણ કરવાપણું કલ્પ્યું ? આ પ્રમાણે જગતમાં સંશય

થાય છે. સર્વ લોકોના પિતામહ એવા શુદ્ધ, પરમાત્માએ ( પરબ્રહ્મ ) આત્માનું શરીર (અવ્યાકૃત આકાશ) કરી સઘળું, સ્થાવર, જંગમ જગત ઉત્પન્ન કરેલું છે. પછી તેણે પ્રધાનરૂપ [ સર્વ કાર્યોમાં ભળેલ ] જીવોની પ્રકૃતિને સજી, જેણે કરી [ જે માયાથી ] આ સર્વ જગત વ્યાપેલું છે અને જગતમાં જે મોટું જણાય છે, જે જડ છે તે ક્ષર છે, તેથી ભળેલ જીવ અને ઇશ્વરરૂપ ચૈતન્ય છે તે અક્ષર છે અને અમૃતરૂપ જે બ્રહ્મ, તે શુદ્ધ, અક્ષર છે. આ ત્રણ, ક્ષર, અક્ષર અને શુદ્ધમાંનું જોડું [ એટલે ક્ષર અને અક્ષર એ બે ] સર્વમાં એક-એકનું જુદું જુદું સ્વરૂપ છે. આ રીતે પૂર્વે થયેલી શ્રુતિ છે કે પ્રથમ જન્મેલા પ્રજાપતિએ સ્થાવર અને જંગમ પ્રાણિયોરૂપ સર્વ પ્રાણિઓને સર્જ્યાં. પિતામહે તેના [ શરીર લેવાના ] કાળનું પરિમાણ, પ્રાણિઓમાં [ જુદા દેહોમાં ] ફરવું અને ફરીને જન્મ અને મરણ કર્યું. આ [ સંસારના અંતવાનપણાના ] વિષયમાં જેમ કોઇ પણ પૂર્વ જન્મમાં જોયેલ આત્માવાળો ધારણાયુક્ત બુદ્ધિવાળો મનુષ્ય કહે તેમ જન્મને જાણનાર હું જે કહું છું તે સઘળું યથા-યોગ્ય સિદ્ધ થાય છે. જે મનુષ્ય ઘણી સારી રીતે સુખ તથા દુઃખને નિત્ય ન રહેનારાં માને છે તેમ કર્મયુક્ત શરીરને અપવિત્ર પદાર્થોના સમૂહવાળું ને તેના નાશવાળું જાણે છે. જે સુખ છે તે સર્વ દુઃખરૂપ છે એમ યાદ કરે છે તે અતિ દુઃખે કરી તરી શકાય એવા ભયંકર સંસારરૂપી સમુદ્રને તરી જાય છે. જન્મ, મરણ અને રોગોથી ભરેલા પ્રધાન ( માયા ) ને જાણનાર ચેતનાવાળા જીવોમાં ચૈતન્યને એક [ જુદું નથી એમ ] જાણે છે અને સકળ, પરમપદરૂપ બ્રહ્મને શોધે છે તે, વૈરાગ્ય પામે છે. હે ઉત્તમ સજ્જન ! યથાર્થપણાથી તેનો ઉપદેશ હું કરું છું અને સદા રહેનારાં, નાશરહિત એવા બ્રહ્મનું જે ઉત્તમ જ્ઞાન છે તે, આ કાળ હે વિપ્ર ! પૂર્ણપણાથી તમે જાણો.

शाश्वतस्याव्ययस्याथ यदस्य ज्ञानमुत्तमम् ।
प्रोच्यमानं मया विप्र निबोधेदमशेषतः ॥ ३६ ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि अष्टादशोऽध्यायः ॥ १८ ॥

## અધ્યાય ૧૯ મો. જીવાત્મા વિચાર.

ब्राह्मण उवाच—यः स्यादेकायने लीनस्तूष्णीं किञ्चिदचिन्तयन् ।
पूर्वं पूर्वं परित्यज्य स तीर्णो बन्धनाद्भवेत् ॥ १ ॥

બ્રાહ્મણે કહ્યું—જે સ્થૂલ સૂક્ષ્મ કારણો વિષે પૂર્વ પૂર્વને તજી ( એક એકને બીજામાં લય કરી ) એક આશ્રયરૂપ બ્રહ્મમાં લીન થયેલો, મૌન ધારણ કરનાર, અને કશું ન વિચારનાર એવો થાય છે તે બંધનથી તરેલો (મુક્ત) થાય છે. સર્વ જેનું મિત્ર છે એવો, સર્વ સહન કરનાર, શાંતિમાં પ્રીતિવાળો, જીતેંદ્રિય, ભય અને રોષરહિત, અને જે આત્મ-વાન એટલે ચિત્તને જીતનાર છે તે નર મુક્ત થાય છે. જે સર્વ પ્રાણિયોમાં આત્માની પેઠે ફરે છે તથા નિયમવાળો પવિત્ર, માનરહિત ને અભિમાન રહિત છે તે સર્વથી મુક્તજ છે. જે જીવિત, મરણ, એ બેમાં સુખ, દુઃખમાં, લાભ, અલાભમાં તથા પ્રિય, અપ્રિયમાં સરખો છે તે મોક્ષ પામે છે. જે કોઇની ઇચ્છા નથી કરતો, કોઇને અપમાન નથી કરતો,

સુખ દુઃખ રહિત છે અને જેનું મન પ્રીતિ રહિત છે તે સર્વ પ્રકારે મુક્તજ છે. જે શત્રુ રહિત, બંધુઓ રહિત, છોકરાંઓ રહિત, ધર્મ, અર્થ તથા કામને તજનાર; અને આકાંક્ષા રહિત છે તે મુક્તિ પામે છે. જે ધર્મી નથી, તેમ અધર્મી નથી, પ્રથમ એકઠાં કરેલાં કર્મનેજ વરાવનારો, ધાતુ ( શરીરને કરનારા ભૂત )ના ક્ષયથી અતિ શાંત મનવાળો; અને દ્વૈત રહિત છે તે સંસારથી છૂટે છે. જે કર્મરહિત ( સંન્યાસી ) આકાંક્ષા રહિત થઇ જગતને નિરંતર ન રહેનારૂં, પિપળાના પાન સરખું, જન્મ, મૃત્યુ અને જરાવાળું જુવે છે વળી નિરંતર વૈરાગ્યમાં બુદ્ધિ રાખનારાને, આત્માના દોષોને ન ઇચ્છનાર છે તે, થોડા સમયમાં થાય તેમ બંધનથી પોતાની મુક્તિ પ્રાપ્ત કરે છે. મનુષ્ય આત્માને ગંધરહિત, રસ, ને સ્પર્શ રહિત, શબ્દ રહિત, પરિગ્રહ રહિત, રૂપ રહિત, અને ન જાણી શકાય એવો જાણી મુક્ત થાય છે જે આત્માને પંચ મહાભૂતના ગુણોએ કરી હીન, મૂર્ત્તિમાન્ નહીં એવો, કારણ રહિત, ગુણો રહિત, અને ગુણોનો ભોગવનાર જુવે છે તે મુક્ત થાય છે. બુદ્ધિવડે શરીર અને મનથી થતા સર્વ સંકલ્પોને તજવાથી ધીરે ધીરે કાઠ વગરના અગ્નિની પેઠે મોક્ષ પામે છે. જે સર્વ સંસ્કારોથી છૂટો, દ્વૈત રહિત, પરિગ્રહ ( ગ્રહણ કરવાપણા ) રહિત, તપથી ઇંદ્રિયોના સમૂહને ભોગવે છે તે મુક્તજ છે. સર્વ સંસ્કારોથી મુક્ત મનુષ્ય પછીથી સનાતન, અતિ શાંત, અચળ, નિત્ય, અને અક્ષર ( ન ખરનાર, ) એવા પરબ્રહ્મને પમે છે. હવે પછી યોગીનાં ઉત્તમ, યોગનાં શાસ્ત્રને કહું છું કે જે રીતે યોગિઓ સિદ્ધ આત્માને જુવે છે તેનો ઉપદેશ યથાયોગ્ય કહેવાનો આરંભ કરૂં છું માટે જે ઉપાયોથી ચિત્તને દેહમાં ફેરવનારો યોગી નિત્ય આત્માને આત્મામાં જોઇ શકે છે તે મારાથી સમજો. ઇંદ્રિયોને પોતપોતાના વિષયોથી હરી લઇ મનને પરમાત્મામાં ધારણ કરવું. પ્રથમ આ, તીવ્ર તપ કરી પછી મોક્ષના ઉપાયનું આચરણ કરવું. પછી નિરંતર તપસ્વી, યોગ ( ધ્યાન ) વાળો, મનથી પરમાત્માને દેહ વિષે જોનારો, વિદ્વાન્ જે વિપ્ર યોગ શાસ્ત્રનું આચરણ કરે છે તે, આ સારો માણસ, જો આત્માને આત્મામાં જોડવા સમર્થ થાય છે તો દૃઢ સ્વભાવ અથવા આચરણવાળો તે પરમાત્માને પોતાના વિષે જુવે છે. તેમ જે નિરંતર સંયમવાળો, ધ્યાનવાળો, મનને વશ રાખનાર, ઇંદ્રિયોને જીતનાર, અને પ્રયોગ સાધનાર છે તે આત્મા-વડે પરમાત્માને જોઇ શકે છે. સારી રીતે યોગ સાધનારો જે રીતે પુરૂષ સ્વપ્નામાં કોઇને પણ દેખી જાગ્યા પછી તેને જોઇ તે આ હતો, એમ ઓળખે છે તે રીતે સમાધિમાં પર-માત્માને વિશ્વ ( સર્વ ) રૂપવાળો જોઇ પછી પણ તેવોજ જુવે છે. જેમ કોઇ પણ મુંજથી ઇષીકાને ( શરીરથી માયાને ) ખેંચી દેખાડે તેમ યોગી આત્માને આકર્ષણ કરી દેહથી જોઇ શકે છે. મુંજ એટલે શરીર અને ઇષીકા એટલે આત્માને આશ્રય કરી રહેલી માયા. આ ઉત્તમ દૃષ્ટાંત યોગના જાણનારાઓએ કહેલું છે. જ્યારે દેહધારી જીવ સારી રીતે યોગવાળા આત્માને જુવે છે ત્યારે આ લોકમાં તે જીવનો જે ત્રણ લોકનો પ્રભુ છે તે પણ કોઇ ઇશ્વર નથી. વળી તે બીજાં, બીજાંજ શરીરો છે તેઓને ઇચ્છા પ્રમાણે પામે છે. જરા તથા મૃત્યુને નિવૃત્ત કરી નથી શોક કરતો અને નથી હર્ષ પામતો. મનને વશ રાખનારો યોગી દેવોના પણ દેવપણાને પામે છે અને સદા નહિ રહેનારા દેહને તજી અવિનાશી બ્રહ્મને પામે છે. તેને પ્રાણિયોના નાશથી ત્રાસ થતો નથી તેમ પ્રાણિયો કલેશ પામે છે ત્યારે તે કોઇ પણ કારણથી કલેશ પામતો નથી. યોગ યુક્ત મનવાળો, નિસ્પૃહ અને શાંત મનવાળો મનુષ્ય ભયંકર દુઃખ તથા શોકમય એવા, સંગ અને સ્નેહના ઉભરાથી ચલિત થતો નથી,

(હણતો નથી). એને શસ્ત્રો વિંધતાં (વાગતાં) નથી. એને મૃત્યુ નથી; એને જગતમાં ક્યાંઈ પણ કશું આત્માથી અધિક સુખ દેખાતું નથી. તે સારી રીતે આત્માને પરમાત્મા વિષે જોડી પ્રતિષ્ઠા પામે છે. તે જરા અને દુઃખને નિવૃત્ત કરી સુખ થાય તેમ સુવે છે. વળી તે આ મનુષ્યનાં શરીરને તજી ઇચ્છા પ્રમાણે દેહોને પામે છે. આ રીતે યોગના સામર્થ્યને ભોગવનારાએ કોઇ પણ રીતે યોગમાં વૈરાગ્ય કરવા યોગ્ય નથી. જ્યારે સારો યોગી પરમાત્માને આત્મા વિષેજ દેખે છે ત્યારે અવશ્ય સાક્ષાત્ ઇંદ્રની પણ સ્પૃહા કરતો નથી. એ રીતે ધ્યાનની ટેવવાળો અથવા દૃઢ સારાં આચરણવાળો યોગને પામે છે. વેદ પૂર્વક ઉપદેશનો વિચાર કરી જે દેહમાં વસવું તે દેહની માંહે મન રાખવું પણ બહાર ન રાખવું. આ રીતે દેહના માંહે રહી જે મૂળાધાર વગેરેમાંનાં એક ચક્રમાં વસે છે તેણે તે ચક્રની બહાર અને માંહે મન ધારણ કરવું. જે વખતે પૂર્ણ વિચારથી તે મનુષ્ય ચક્રમાં સઘળું જુવે છે તે વખતે એને બહાર કશું ભાસતું નથી અને મન પણ કશું જોતું નથી. આથી શબ્દ રહિત, નિર્જન વનમાં એકાગ્ર થયેલા માણસે ઇંદ્રિયોના સમૂહને સારી રીતે નિયમમાં રાખી શરીરની બહાર અને માંહે પરિપૂર્ણ બ્રહ્મનું ચિંતન કરવું; તેમ દાંત, તાળુ, જીભ, ગળું, કંઠ, હૃદય, અને તેનાં બંધનરૂપ નાડીયોનું પણ ચિંતન કરવું. હે મધુ દૈત્યને મારનાર કૃષ્ણ! આ રીતે મેં કહેલો મેધાવી શિષ્ય પાછો અતિ દુઃખે પામી શકાય એવો મોક્ષ ધર્મજ પૂછવા લાગ્યો. કોળિએ કોળિએ ખાધેલું અન્ન કેવી રીતે કોઠામાં પચે છે? કેમ રસપણાને પામે છે અને પાછું કયી રીતે લોહિપણાને પામે છે? તેમ માંસ, મેદ, સ્નાયુ, ને અસ્થિ (હાડકાં) કેવી રીતે બને છે? આ પ્રાણિયોનાં સર્વ શરીરો કેમ અને શાથી વધે છે? વધનારમાં બળ કેમ આવે છે? રોકાએલા મળોનું જુદું જુદું નિકળવું કેમ થાય છે? કયાંથી શ્વાસ લે છે? ફરી કયાંથી શ્વાસ કાઢે છે? દેહમાં કયા ભાગ પ્રત્યે મુખ્ય સ્થાન કરી જીવ રહ્યો છે? કેવી રીતે ચેષ્ટા કરતો જીવ શરીરને ધારણ કરે છે અને ફરી કયા વર્ણવાળાં કેવાં શરીરને ભોગવે છે? હે નિષ્પાપ! હે ભગવન્! યથાર્થપણાથી આપ તે મને કહેવા યોગ્ય છો. આ રીતે બ્રાહ્મણે મને પૂછ્યું ત્યારે હે લક્ષ્મીના પતિ! હે મોટી ભુજાવાળા! હે શત્રુને દમનાર! મેં જવાબ આપ્યો કે જે રીતે પોતાના કોઠારમાં વાસણ રાખીને વાસણમાં મન રાખનારો તેને મેળવે છે તે રીતે પોતાના શરીરમાં મનને રાખી સ્થિર ઇંદ્રિયોવડે તેમાં આત્માને ખોળવો અને ગાફલપણાનો ત્યાગ કરવો. આ પ્રમાણે સદા ઉદ્યોગ કરનાર, પ્રસન્ન મનવાળો જન થોડા વખતમાં બને તેમ ઝટ બ્રહ્મને પામે છે—કે જેને જાણી પ્રકૃતિ (માયા જન્મ સર્વ વિકારો) ને જાણનાર થાય છે. આ મોટો આત્મા ચક્ષુથી ગ્રહણ કરાતો નથી; તેમ સર્વ ઇંદ્રિયોવડે જણાતો નથી; પણ મનરૂપી ઉત્તમ દીવાથીજ દેખાય છે. તે સર્વ તરફથી હાથ પગના છેડાવાળો, સર્વ તરફ નેત્ર, મસ્તક અને મુખવાળો તથા સર્વ તરફ કાનવાળો છે અને જગતમાં સર્વનું આવરણ કરી રહ્યો છે. સંપ્રજ્ઞાન સમાધિમાં જીવ શરીરથી નિકળતા આત્માને જુવે છે અને તે તેને તજી દેહમાં પોતાનારૂપ એક બ્રહ્મને ધારણ કરતો મનથી હસતો હોય તેમ આત્માને જુવે છે. આ રીતે તે સમાધિનો આશ્રય કર્યા પછી મારે વિષે મોક્ષ પામે છે. હે બ્રાહ્મણોમાં ઉત્તમ! મેં આ સઘળું રહસ્ય તમને કહ્યું હવે રજા લઉં છું; હું મારૂં કામ સાધીશ અને તમે પણ હવે ખુશી પ્રમાણે જાઓ. હે શ્રીકૃષ્ણ! પછી તે મહા તપસ્વી શિષ્ય, ઉત્તમ વ્રતવાળો બ્રાહ્મણ, ઇચ્છા પ્રમાણે ત્યાંથી ચાલી નીકળ્યો. વાસુદેવના પુત્ર બોલ્યા કે હે પૃથાના પુત્ર અર્જુન! આ

પ્રમાણે તે વખતે મને વચન કહી સારી રીતે મોક્ષ ધર્મનો આશ્રય કરનાર તે ત્યાંજ અંતર્ધાન થયો. હે પૃથાના પુત્ર! તમે આ એકાગ્ર ચિત્તથી સાંભળ્યું ? જ્યારે તમે રથમાં બેઠેલા હતા ત્યારે પણ આજ સાંભળ્યું હતું. હે પાર્થ ! જેને વિદ્યાનો સંપ્રદાય નથી જાણેલો એવો વ્યગ્ર નરે આ શુદ્ધ અંતઃકરણથી પણ સારી રીતે જણાય એમ નથી. હે ભરતશ્રેષ્ઠ ! આ દેવોનું અતિ રહસ્ય કહ્યું માટે હે પાર્થ ! કોઇ મનુષ્યે કેમ આ નથી સાંભળ્યું ? હે નિષ્પાપ ! તમારા વિના બીજો મનુષ્ય આ સાંભળવા યોગ્ય નથી, તેમ આજ આ વ્યગ્ર અંતઃકરણથી સારી રીતે જણાય એમ નથી. હે કુંતીના પુત્ર ! દેવોનો લોક ક્રિયાવાળાઓથી ભરેલો છે માટે મનુષ્ય રૂપની નિવૃત્તિ થવી એ દેવોને જરાએ પ્રિય નથી. વળી હે પાર્થ ! દેહને તજી જેને વિષે સદા સુખી થયેલો મનુષ્ય મોક્ષપણાને પામે છે અને જે પ્રસિદ્ધ સનાતન બ્રહ્મ છે તે ઉત્તમ ગતિ છે. હે પૃથાપુત્ર ! જેઓ પાપી જાતિવાળા હોય તે, સ્ત્રી, વૈશ્ય અને શૂદ્રો પણ આ ધર્મ પ્રત્યે રહી ઉત્તમગતિ મેળવે છે ત્યારે નિત્ય પોતાના ધર્મમાં પ્રીતિવાળા, બ્રહ્મલોકમાં પરાયણ, બ્રાહ્મણો અને બહુશ્રુત ક્ષત્રિયો ઉત્તમ ગતિ પામે એમાં શું આશ્ચર્ય ? આમાં સાધન સારૂ ઉપાયો કહ્યા, તેમ સિદ્ધિ, ફળ, મોક્ષ અને દુઃખનો નિર્ણય કહ્યો. હે ભરતશ્રેષ્ઠ પાંડવ ! આથી ઉત્તમ બીજું કશું પણ સુખ નથી. આમાં શ્રદ્ધા રાખનારો બુદ્ધિમાન્ અને પરાક્રમી થાય છે. જે મનુષ્ય લોકવિષે સારરૂપ મન વગેરેને અસારની પેઠે તજે છે તે આ શાંતિ વગેરે ઉપાયોથી તત્કાળ ઉત્તમ ગતિ પામે છે. હે પૃથાના પુત્ર અર્જુન ! આનો અંત નથી માટે ઘણું કહેવાનું નથી. ફક્ત એટલુંજ કહેવાનું છે કે નિત્ય યોગ કરનારને છ માસમાં યોગ પ્રવૃત્ત થાય છે.

एतावदेव वक्तव्यं नान्तो भूयोस्ति किञ्चन ।
षण्मासान्नित्ययुक्तस्य योगः पार्थ प्रवर्त्तते ॥ ६६ ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि ऊनविंशोऽध्यायः ॥ १९ ॥

## અધ્યાય ૨૦ મો. દંપતી સંવાદ.

वासुदेव उवाच—अत्राप्युदाहरन्तीममितिहासं पुरातनम् ।
दम्पत्योः पार्थसम्वादो योऽभवद्भरतर्षभ ॥ १ ॥

વાસુદેવ કહે છે—હે ભરતશ્રેષ્ઠ ! પૃથાપુત્ર અર્જુન ! આ વિષયમાં પૂર્વે જે સ્ત્રી, પુરૂષનો સંવાદ થયો હતો તે રૂપ એક પ્રાચીન ઇતિહાસ કહું તે સાંભળ. એક બ્રાહ્મણી જ્ઞાન તથા વિજ્ઞાનના પારને પામેલા બ્રાહ્મણને એકાંતમાં બેઠેલો જોઇ કહેવા લાગી કે હું અગ્નિહોત્ર વગેરે કર્મોને તજનારા, વિચક્ષણ નહિ એવા, કીનાશ (યમ) સરખા કઠિન, બેઠેલા આપ પતિનો આશ્રય કરી કયા લોકમાં જઇશ ? અમે એમ સાંભળ્યું છે કે ભાર્યાઓ પતિએ પ્રાપ્ત કરેલા લોકોને પામે છે માટે હું તમારારૂપ પતિને પામી કયી ગતિ પામીશ ? આ પ્રમાણે પુછાતાં, શાંત મન વાળો તે હસતો હોય તેમ તેને કહેવા લાગ્યો. હે સારાં ભાગ્યવાળિ ! પાપ રહિત, હું તમારા આ વચનપર દોષ બુદ્ધિ કરતો નથી, કર્મ કરનારાઓ જે આ ગ્રહણ કરવા યોગ્ય (દીક્ષાવ્રત વગેરે) અને જોવા યોગ્ય સત્ય કર્મ

છે એનેજ કર્મ, કર્મ એ રીતે નિશ્ચય કરી બેઠા છે. આ રીતે જ્ઞાનથી રહિત લોકો કર્મે કરી મોહનેજ નિયમમાં રાખે છે પણ જગતમાં તેથી બે ઘડીવાર પણ નિષ્કામપણું પમાતું નથી. કર્મ, મન, અને વાણીએ કરી જો શુભ હોય તો શુભ અથવા અશુભ, જન્મ વ- ગેરેથી માંડી જુદી જુદી યોનિઓ પર્યંત કર્મ પ્રાણિયોમાં થાય છે. આ રીતે દસ્યુ દર્શોગ- વાળા કર્મ માર્ગોનો રાક્ષસોથી ( દુષ્ટોથી ) નાશ થતો જોયો ત્યારે તે માર્ગોથી વૈરાગ્ય પામી મેં આત્માવડે આત્મામાં ( ભ્રકુટી અને ઘ્રાણના મધ્યમાં ) રહેલું, આવિર્મુક્ત નામનું સ્થાન જોયું; જેમાં અદ્વૈત બ્રહ્મ છે, જેમાં સોમ ( ઇડા ), અગ્નિ , (પિંગળા ) ની સાથે રમે છે, જેમાં પ્રાણિયોને ધારણ કરનાર બુદ્ધિને પ્રેરનાર વાયુ ગતિ કરે છે, જેમાં તે અક્ષરબ્રહ્મની બ્રહ્મા વગેરે યોગવાળા ઉપાસના કરે છે, જેમાં વિદ્વાન, સારાં વ્રતોવાળા શાંત મનવાળા અને જીતેંદ્રિયો બ્રહ્મને સેવે છે. જે સ્થાનમાં રહેલું અક્ષર છે તે નાસિકાથી સુંઘાતું નથી, જીભથી ચખાતું નથી, સ્પર્શથી ( ચામડીથી ) અડાતું નથી પણ મનથી જણાય છે. જે કંઇ નેત્રોથી ન જોવાય એવું, સાંભળવાથી જુદું, ગંધ રહિત રસ અને સ્પર્શ રહિત, તથા રૂપ રહિત તથા શબ્દનાં લક્ષણ રહિત છે; જેથી સૃષ્ટિ વગે- રેનો વ્યાપાર ચાલે છે અને જેમાં આત્મા રહેલો છે તેથી પ્રાણ ( હૃદયનો વાયુ ) અપાન ( ગુદાનો વાયુ ), સમાન (નાભિમાં રહેનારો વાયુ ), વ્યાન ( સર્વ શરીરમાં ફરનારો વાયુ ) અને ઉદાન ( કંઠમાં રહેનારો વાયુ ), આ સર્વ તેથીજ પ્રવૃત્ત થાય છે અને તેમાંજ પ્રવેશ કરે છે ( લય પામે છે ). પ્રાણ અને અપાન એ બે સમાન અને વ્યાનના મધ્ય- માં ફરે છે માટે જ્યારે તે અપાન સહિત પ્રાણ ભ્રકુટી તથા નાસિકાના મધ્ય સ્થાનમાં લીન થાય છે ત્યારે સમાન અને વ્યાન પણ લય પામે છે. અપાન તથા પ્રાણ વાયુના મધ્યમાં ઉદાન વાયુ વ્યાપીને રહ્યો છે તે કારણથી સુઇ ગયેલા પુરૂષને પ્રાણ તથા અપાન છોડતાં નથી. સર્વે પ્રાણોની મહત્તા ઉદાનને આધિન છે તેથી તેને ઉદાન૧ કહે છે અને બ્રહ્મવાદિઓ પ્રાણના જયરૂપ નામવાળાં તપને મારે વિષે ( મનને ચલાવનાર ઉદાનરૂપ વૈશ્વાનર હું છું તેમ વિષે ) રહેલું નિશ્ચય કરે છે. આ રીતે દેહમાં ફરનારા, એક બીજાનાં ભક્ષવાળા તે સર્વ વાયુઓના મધ્ય ( નાભિમંડળ ) ના મધ્ય ભાગમાં સાત પ્રકારે કરી વૈશ્વાનર નામે અગ્નિ પ્રકાશે છે. વૈશ્વાનરની જ્વાળાની નાસિકા, જીભ, ચક્ષુ, ચામડી, પાંચમો કાન, મન અને બુદ્ધિ આ સાત જીભ છે. હું રૂપ વૈશ્વાનરના સુંઘવાનું, જોવાનું, પીવાનું, સ્પર્શ કર- વાનું, સાંભળવાનું, માનવાનું, અને જાણવાનું, આ સાત, સમિધ ( હોમવાનાં કાષ્ઠ ) છે. સુંઘનાર, જમનાર, જોનાર, સ્પર્શ કરનાર, પાંચમો સાંભળનાર, માનનાર અને જાણનાર આ સાત ઋત્વિજ્ ( હોમ કરનારા ) છે. હે સુભગે ( સારાં ભાગ્યવાળી ) ! તું પણ સુંઘવાનાં પીવાનાં, જોવાનાં, અડવાનાં, સાંભળવાનાં, માનવાનાં અને જાણવાનાંમાં સાત હવિયો ને નાસિકા વગેરેમાં સાત અગ્નિયોમે અને સુંઘનારા વગેરે સાત હોતાઓને જો. જે વિદ્વજ્જનો સાત પ્રકારના અગ્નિયોમાં સાત પ્રકારનાં હવિને સારી રીતે હોમી વર્તે છે તેઓ બ્રહ્મરૂપ થઇ પોતે બ્રહ્મ જેની યોનિ ( કારણ ) છે એવા અગ્નિયો વિષે પૃથ્વી વગેરેમે પેદા કરે છે. પૃથ્વી, વાયુ, આકાશ, જળ, પાંચમું તેજ, મન, અને બુદ્ધિ આ સાત યોનિ ( કારણ )

---

૧ उत्कर्षेण प्राणान् आनयति चेष्टयति इति उदानः अर्थ—ઉત્તમપણાથી પ્રાણોને ચેષ્ટા કરાવે તે ઉદાન.

એમ કહેલાં છે. હવિરૂપ થયેલા, સર્વ સુંઘવાના પદાર્થ વગેરે ગુણો અગ્નિથી થયેલા ગુણું (ગંધ વગેરે જ્ઞાનરૂપ બુદ્ધિ નિવૃત્તિ) પ્રત્યે પ્રવેશ કરે છે અને તે વૃત્તિ સંસ્કારપણાથી ચિત્તમાં રહી પોતાનાં કારણો નાસિકા વગેરેમાં ઉત્પન્ન થાય છે (સાર એકે જોયેલાં રૂપ વગેરે સુષુપ્તિ વગેરેમાં વાસના રૂપથી ચિત્તમાં વસી પાછાં જાગ્યા પછી પેદા થાય છે). વળી તેમાંજ પ્રલય વિષે રોકાય છે અને પ્રાણિયોની ઉત્પત્તિ વિષે તેથી ગંધ થાય છે; તેથી રસ થાય છે, તેથી રૂપ થાય છે, તેથી સ્પર્શ થાય છે, તેથી શબ્દ થાય છે, તેથી સંશય (સંશયવાળું મન) થાય છે અને તેથી નિશ્ચય (નિશ્ચયવાળી બુદ્ધિ) થાય છે; આ સાત પ્રકારે જન્મ ગણાય છે. આ પ્રકારે પુરાતન ઋષિઓએ નાસિકા વગેરેનું રૂપ જાણેલું છે અને ત્રણ (મન, મેય તથા માન કરનાર), પૂર્ણબ્રહ્મની આહુતિયોથી ચોતરફ ભરેલાં લોકો તેના તેજે કરી (તેની સત્તાવડે) પૂર્ણ થાય છે.

अनेनैवं प्रकारेण प्रगृहीतं पुरातनैः ।
पूर्णाहुतिभिरापूर्णास्त्रिभिः पूर्यन्ति तेजसा ॥ २८ ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनुब्रह्मगीतासु विंशोऽध्यायः ॥२०॥

## અધ્યાય ૨૧ મો. દંપતિ સંવાદ. (ચાલુ)

ब्राह्मण उवाच--अत्राप्युदाहरन्तीममितिहासं पुरातनम् ।
निबोध दशहोतॄणां विधानमथ यादृशम् ॥ १ ॥

બ્રાહ્મણ બોલ્યો—આ દૃષ્ટિ સૃષ્ટિના વિષયમાં પણ આ, પ્રાચીન ઇતિહાસ કહેવાય છે. હવે દશ હોતા (હોમનારા) ઓનો જેવો વિધિ છે તે મારાથી જાણો. હે ભામિનિ! કાન, ચામડી, નેત્ર, જીભ, નાસિકા, પગ, હાથ, ઉપસ્થ, અને ગુદા, આ રીતે દશ હોતૃ (હોમનારાં) છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, વાક્ય, ક્રિયા, ગતિ, વીર્ય, મૂત્રનો અને વિષ્ટાનો ત્યાગ, આ દશ હવિયો છે. હે ભામિનિ! દિશાઓ, વાયુ, સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, અગ્નિ, વિષ્ણુ, ઇંદ્ર, પ્રજાપતિ, અને મિત્ર દશ અગ્નિયો છે. હે ભાવિનિ! (ભાવવતિ)! દશ, ઇંદ્રિયોરૂપી હોમનાર છે તેઓ એ દશ વિષયો નામે હવિરૂપ કાષ્ટ દશ અગ્નિયોમાં હોમાય છે. ચિત્તરૂપ સ્રુવ (હવિ હોમવાનું સાધન) છે, અને પવિત્ર, ઉત્તમ જ્ઞાનરૂપ ધન છે. આ (ચિત્ત વગેરે) સઘળું જગત્ અતિ વિભાગ પામેલું હતું એમ સાંભળેલું છે. હવે સઘળું ચિત્તજ જાણવા યોગ્ય છે. ચિત્ત જ્ઞાનને જાણે છે અને જ્ઞાન તેના પ્રકાશ કરનારને જુવે છે. આ તો પરસ્પર સંબંધ એમ છે કે જેમ વીર્યથી થતાં શરીરને ધારણ કરનાર (તેના અભિમાનવાળો) શરીરને જાણનારો જીવ સૂક્ષ્મ શરીર ધારણ કરનાર (તેનાં અભિમાનવાળો) થાય છે તે શરીર ધારી ગાર્હપત્ય નામનો અગ્નિરૂપ ને તેથી બીજો મનરૂપ આહ્વનીય નામનો અગ્નિ કહેવાય છે. તેમાં હવિ (તેજ જળ અન્નવાળું ખાવાનું) નંખાય છે તેથી વેદ થયેલો છે, તેથી મન થયેલું છે અને તેથીજ મનરૂપ સૂત્રાત્મા વેદરૂપ વાણીને જુવે છે. મન પછી જુદા જુદા વર્ણો (રંગો) રહિત રૂપ થયું છે અને તે રૂપ મનને પ્રાપ્ત થાય છે. બ્રાહ્મણી પૂછવા લાગી—જ્યારે મને કરી વિચારેલું વાક્ય ઉત્પન્ન થાય છે ત્યારે વાણી શાથી પ્રથમ થઇ અને મન, શાથી પછી થયું? કયા વિજ્ઞાનના

યોગે કરી ( પ્રમાણે કરી ) મતિ એટલે પ્રાણની જ્ઞાનશક્તિ ચિત્તને પામી છે અને સુષુપ્તિમાં પ્રાપ્ત કરેલી શાથી તે વિષયોને જાણતી નથી અને કોણ તેને બાધ કરે છે ?

બ્રાહ્મણ બોલ્યો—અપાનવાયુ૧ પતિ થઇને પતિપણાથી તે ( શક્તિ ) ને નીચે લઇ જવાપણાને પ્રાપ્ત કરે છે, તે ગતિ મનની કહેવાય છે ને તેથી મન ઇચ્છા કરે છે. વળી જેથી તમે વાણી તથા મનનો પ્રશ્ન મને પૂછો છો તેથી હું તમને તે બેનો સંવાદ કહેનાર છું. વાણી અને મન એ બે પ્રાણિઓના આત્મા જીવની પાસે જઇ પૂછવા લાગ્યાં કે હે વિભો ! અમારા બેઉનામાં શ્રેષ્ઠ કોણ તે કહો અને અમારા બેનો સંશય મટાડો. ભગવાન જીવે 'મન' એમજ કહ્યું. ત્યારે વાણીએ તેને કહ્યું કે હું તમારી કામનાઓને પૂરનાર છું. આ સાંભળ્યા પછી મન નામનો બ્રાહ્મણ બોલ્યો—સ્થાવર એટલે બહારની ઈંદ્રિયોથી જણાય એવું અને જંગમ ઇંદ્રિયોથી ન જણાય એવું સ્વર્ગ વગેરે. આ બે મારાં મન છે એમ જાણો. તેઓમાં સ્થાવર મારી પાસે છે અને જંગમ તમારા ( વાણીના ) વિષયમાં છે. જે મંત્ર, વર્ણ, અથવા સ્વર પણ જ્યારે તે દેશમાં જાય છે ત્યારે તે જંગમ નામે મન થાય છે માટે હે વાણિ ! તમે શ્રેષ્ઠ છો. હે શોભનાર વાણિ ! તમે પોતે આવીને હું કામના પૂરનાર છું એમ કહ્યું તેથી મૂર્છાવાનની પેઠે થયેલ હું શ્વાસ લઇ કહું છું કે હે મહા ભાગ્યવાળિ ! આમ છે તોપણ પ્રેરણા કરાતી, દૈવીવાણી, નિરંતર પ્રાણ તથા અપાન વાયુના મધ્યમાંજ રહેલી છે. પૂર્વે પ્રાણ વિના અતિ નીચ થયેલી તે પ્રજાપતિને હે ભગવન્ ! 'પ્રસન્ન થાઓ' એમ પ્રાર્થના કરતી ત્યારે ફરી વાણીને વૃદ્ધિ પમાડનાર પ્રાણ પ્રગટ થયો તેથી શ્વાસને પામી વાણી બોલતી નથી. વાણી બે પ્રકારની છે, એક ઘોષવાળી ૨ ( શબ્દવાળી ) અને બીજી ન થયેલ ઘોષવાળી. જે નિત્ય ચાલે છે તે બેમાં પણ ઘોષરહિતજ શ્રેષ્ઠ છે. વળી ગાયની પેઠે ઉત્તમ શોભનારી, બ્રહ્મને કહેનારી, વાણી નિરંતર રસને, અર્થોને તથા મોક્ષને આપે છે. હે મનોહર મંદહાસ્ય કરનાર ! જે ભરતખંડમાં થયેલી વાણી છે એ બે રસ વગેરેને સ્રવનારી, સૂક્ષ્મ, વાણીના અંતર ( ભેદ ) ને જુઓ.

જ્યારે વાક્યો ઉત્પન્ન થયાં ન હતાં ત્યારે બોલવાની ઇચ્છાએ પ્રેરણા કરાતી એવી દૈવીવાણીએ પ્રથમ શું કહ્યું ? બ્રાહ્મણ બોલ્યો—૩પ્રથમ વાણીએ આવુંજ કહ્યું કે જે વાણી, પ્રાણે કરી શરીરમાં પેદા થાય છે, પ્રાણથી અપાનને પામે છે, ઉદાનવાયુરૂપ થયેલી દેહને તજી વ્યાન વાયુવડે સર્વ અંતરિક્ષને ઢાંકે છે, પછી તે અહિં સમાન વાયુમાં રહે છે માટે સ્થાવરપણાથી મન વિશેષ છે તથા જંગમપણાથી દેવી વાણી અધિક છે.

**ततः समाने प्रतितिष्ठतीह इत्येव पूर्वं प्रजजल्प वाणी ।**
**तस्मान्मनः स्थावरत्वाद्विशिष्टं तथा देवीजङ्गमत्वाद्विशिष्टा ॥ २६ ॥**

---

૧ અપાન વાયુના વશપણાને પામનાર પ્રાણ વાયુ સુષુપ્તિમાં મનનો લય થવાથી લય પામતો નથી પણ સમાધિમાં અપાનને પોતાને વશ કરી મનનો લય થવાથી લય પામે છે.
૨ ઘોષવાળી પ્રાણથી થતી વૃદ્ધિને ઇચ્છે છે પણ બીજી હંસ મંત્રરૂપ સદા સરખી વર્તે છે.
૩ સાર એ કે વાણીનું પ્રાણને આધિનપણું પણ વાણીની મહત્તાથી થયેલું છે.

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि ब्राह्मणगीतासु एकविंशोऽध्यायः ॥ २१ ॥

## અધ્યાય ૨૨ મો. જ્ઞાન ઉપર દંપતિનો સંવાદ. (ચાલુ)

ब्राह्मण उवाच—अत्राप्युदाहरन्तीममितिहासं पुरातनम् ।
सुभगे सप्तहोतॄणां विधानमिह यादृशम् ॥ १ ॥

બ્રાહ્મણ બોલ્યો—હે સુભાગ્યવતિ ! આ વિષયમાં પણ જેવો સાત હોતાઓનો વિધિ છે તેવો એક પ્રાચીન ઇતિહાસ અહિં કહેવાય છે. હે શોભનાર ! નાસિકા, નેત્ર, જીભ, ચામડી, પાંચમો કાન, મન, અને બુદ્ધિ આ સાત, જુદા જુદા આશ્રય કરી રહેલા હોતાઓ સૂક્ષ્મ માર્ગમાં રહેલા, એક બીજાને જોતા નથી. તમારે સ્વભાવથીજ આ સાતને હોમનારા જાણવા. બ્રાહ્મણી પૂછવા લાગી—હે પ્રભો ! હે ભગવન્ ! સૂક્ષ્મ માર્ગમાં રહેલ છતાં તેઓ કેમ એક બીજાઓને જોનાર નથી અને કેવા સ્વભાવના છે એ મને કહો ? બ્રાહ્મણ બોલ્યો—ગુણોનું અજ્ઞાન, અવિજ્ઞાન, ગુણોનું જ્ઞાન, અને જાણવાપણું પરસ્પર ગુણોને જાણતાં નથી. જીભ, ચક્ષુ, કાન, વાણી, મન તથા બુદ્ધિ, ગંધોને જાણતી નથી, પણ નાક તેઓને જાણે છે. નાક, નેત્ર, કાન, વાણી, મન, અને બુદ્ધિ રસોને જાણનાર નથી, પણ જીભ તેઓને જાણે છે. નાસિકા, જીભ, કાન, વાણી, મન, તથા બુદ્ધિ રૂપને જાણતાં નથી પણ ચક્ષુ તેઓને જાણે છે. નાક, જીભ, નેત્ર, કાન, બુદ્ધિ અને મન સ્પર્શોને જાણનાર નથી, પણ ચામડી તેઓને જાણે છે. નાક, જીભ, ચક્ષુ, વાણી, મન અને બુદ્ધિ શબ્દોને જાણી શકતાં નથી પણ કાન તે (શબ્દોને) સાંભળી શકે છે. નાસિકા, જીભ, ચક્ષુ, ચામડી, કાન, અને બુદ્ધિ સંશયને જાણતાં નથી પણ મન તેને જાણે છે. નાક, જીભ, ચક્ષુ, ચામડી, કાન, અને મન નિશ્ચયને જાણનાર નથી પણ બુદ્ધિ તેને જાણે છે. હે ભામિનિ ! ઇંદ્રિયો તથા મનના સંવાદરૂપ આ પ્રાચીન ઇતિહાસ કહેવાય છે.

મન બોલ્યું—મારા વિના નાક સુંઘતું નથી, જીભ રસને જાણતી નથી, ચક્ષુ રૂપને ગ્રહણ કરતું નથી, ચામડી સ્પર્શને જાણતી નથી ને મારાથી હીન કાન, શબ્દને કોઇ રીતે પણ સાંભળતો નથી. સનાતન, હુંજ સર્વ પ્રાણિયોમાં ઉત્તમ છું. મારાથી હીન ઇંદ્રિયો, ખાલી થયેલાં મંદિરોની પેઠે અને શાંત થયેલ જ્વાળાવાળા અગ્નિઓની પેઠે નથી શોભતાં. સર્વ જંતુઓ મારા વિના જાણે ભીનાં સુકાં કાષ્ટ હોય તેમ યત્ન કરનાર ઇંદ્રિયોથી પણ ગુણો તથા અર્થોને જાણી શકતાં નથી. ઇંદ્રિયોએ કહ્યું જે તમે અમારા પદાર્થોરૂપ ભોગોને અમારા વિના ભોગવો અને તમે જેમ આ માનો છો તેમ આ સત્ય થાય. અમારો લય થયા પછી જો તૃપ્તિ થાય, પ્રાણનું ધારણ થાય અને તમે જો ભોગોને ભોગવો તો તમે જેમ આ માનો તેમ સત્ય થાય અથવા અમારો લય થયા પછી વિષયો રહ્યા હોય અને જો સંકલ્પ માત્રથી તમે ભોગોને ભોગવી શકો તો તમે માનો છો તે સાચું થાય. વળી જો તમે અમારા વિષયોમાં સિદ્ધ માનો છો તો નાસિકાથી રૂપને ગ્રહણ કરો. નેત્રથી રસને ગ્રહણ કરો, કાનથી ગંધોને ગ્રહો, જીભથી સ્પર્શને લ્યો, ચામડીથી શબ્દોને લ્યો, અને બુદ્ધિથી સ્પર્શને જાણો. અમે અતિ દુર્બળ છીયે પણ અમારા નિયમો બળ-

વાન અને નિયમ વગરના એટલે બીજાને આધિન નહિ એવા છે. તમે અપૂર્વ ભોગો ભોગવો; ઉચ્છિષ્ટ ખાવા યોગ્ય નથી. જેમ શિષ્ય શ્રુતિ માટે શાસ્તા ( શિખવનાર ગુરૂ ) પાસે જાય છે અને તેથી શ્રુતિને લેઇ શ્રુતિના અર્થને જાણે છે, તેમ તમે ઉંઘવામાં તથા જાગવામાં અમે દેખાડેલાજ, આવી ગયેલા, અને આવેલા વિષયોને જાણો છો. ઉદાસ મનપણાને પામેલા, અલ્પ ચિત્તવાળા જીવોનું પ્રાણ ધારણ અમારે અર્થે કાર્ય કરવાથી દેખાય છે. બહુ એવા પણ સંકલ્પોને જાણી તથા સ્વપ્નોએ સેવી ભોગની ઇચ્છાથી પીડાતો પ્રાણી વિષયોને પામે છે અને દ્વાર વગરના ઘરની પેઠે હૃદય પ્રત્યે પ્રવેશ કરી વિષયો વિષે બાંધેલા ( લટકેલા ) સંકલ્પના ભોગોને ભોગવી પ્રાણ ( મન ) નો ક્ષય થાય છે ત્યારે જેમ લાકડાંનો નાશ થાય ત્યારે બળતો અગ્નિ શાંત થાય તેમ ચિર શાંતિ પામે છે. જો કે અમારો પોતાના ગુણોમાં ઇચ્છા પ્રમાણે સંગ નથી, ભલે અમને એક બીજાના ગુણોનું જ્ઞાન નથી પણ અમારા વિના તમને જ્ઞાન નથી અને જ્યાં સુધી અમે નથી ત્યાં સુધી તમને હર્ષ મળવાનો નથી.

**कामं तु नः स्वेषु गुणेषु सङ्गः कामं च नान्योन्यगुणोपलब्धिः ।**
**अस्मान्विना नास्तितपोपलब्धिस्तावद्दतेत्वां न भजेत्प्रहर्षः ॥ २९ ॥**

**इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि ब्रा. द्वात्रिंशोऽध्यायः ॥ ३२ ॥**

## અધ્યાય ૨૩ મો. મન ઇન્દ્રિયોનો સંવાદ.

**ब्राह्मण उवाच—अत्राप्युदाहरन्तीममितिहासं पुरातनम् ।**
**सुभगेपञ्चहोतॄणां विधानमिह यादृशम् ॥ १ ॥**

બ્રાહ્મણ બોલ્યો—હે સુભાગ્યવતિ ! જેવો પાંચ હોતાઓનો અહિં વિધિ છે તેવો આ બાબતમાં પણ એક પ્રાચીન ઇતિહાસ કહેવાય છે. પ્રાણ, અપાન, ઉદાન, સમાન અને વ્યાન આ પાંચ હોતા તથા તેઓ ઉત્તમ ભાવનારૂપ વિદ્વાનોએ માનેલા છે. બ્રાહ્મણી પૂછવા લાગી—સ્વભાવથી સાત હોતાઓ છે એમ મારૂં પ્રથમનું માનવું થયું હતું પણ હવે જે રીતે ઉત્તમ ભાવનારૂપ પાંચ હોતા હોય તે કહો ? બ્રાહ્મણ બોલ્યો—પ્રાણે ધારણ કરેલ અપાન વાયુ પ્રકટ થાય છે, પછી અપાને ધારણ કરેલો વ્યાન વાયુ ચાલે છે, વ્યાને પ્રવર્તન કર્યા પછી ઉદાન વાયુ પ્રવર્તે છે, ઉદાને ધારણ કરેલો સમાન નામે વાયુ થાય છે. પૂર્વે થયેલા તેઓ પ્રથમ થયેલા, બ્રહ્માને પૂછવા લાગ્યા કે અમારામાં જે શ્રેષ્ઠ હોય તે કહો ? એટલે તે અમારામાં શ્રેષ્ઠ થશે. બ્રહ્મા બોલ્યા—જેના પ્રલયથી પ્રાણ ધારિયોનાં શરીરમાં સર્વ પ્રાણો ( વાયુઓ ) પ્રલય પામે અને જેના ફરવાથી ફરી સર્વ પ્રાણો ફરે તે શ્રેષ્ઠ જાણવો. હવે જ્યાં ઇચ્છા હોય ત્યાં જાઓ. પ્રાણ બોલ્યો—મારો પ્રલય થવાથી પ્રાણધારિયોનાં શરીરમાં સર્વ પ્રાણ પ્રલય પામે છે અને મારા ફરવાથી ફરી ફરવા માંડે છે માટે હું શ્રેષ્ઠ

---

૧ અહિં **तपोलब्धिः** એમ છાપેલમાં લખેલું છે તો પણ આ વૈદિક પ્રયોગ માનવાથી તપનું જ્ઞાન એવો અર્થ થઇ શકે.

અને તે ક્ષેત્રને જાણુનાર આત્મા ( જીવ ) પણુ મનજ કહેવાય છે. જેમ સારાથિ સારા ઘોડાઓને જોડે તેમ મન ઇંદ્રિયોને જોડે છે તથા ઇંદ્રિયો, મન અને બુદ્ધિ સદા ક્ષેત્રને જાણુનારા ( આત્મા ) માં જોડાય છે. તે પ્રાણિયોનો આત્મા ( જીવ ) મોટા ઇંદ્રિયોરૂપ ઘોડાવાળા, બુદ્ધિરૂપ રાશવાળા શરીરરૂપ રથ પર ચઢી ચોતરફ દે ડે છે. ઇંદ્રિયોના સમૂહથી યુક્ત, મનરૂપ સારથિવાળો, બુદ્ધિરૂપ રાશવાળો, નિત્ય મહાન્ એવો બ્રહ્મમય ( બ્રહ્મના વિકારરૂપ ) રથ છે, આવી રીતે જે વિદ્વાન્ બ્રહ્મમય રથને જાણે છે તે ધીર જીનોમાં મોહ પામતો નથી. માયા જેમાં આદિ છે, વિશેષ ગુણો જેમાં અંતે છે એવું, સ્થાવર ને જંગમ સહિત, સૂર્ય તથા ચંદ્રની કાંતિરૂપ પ્રકાશવાળું, ગ્રહ અને નક્ષત્રોથી શોભિત, ચોતરફ નદી અને પર્વતોના સમૂહેથી ચળકતું, નિરંતર જુદા જુદા પ્રકારનાં જળોથી દીપતું, સર્વ જીવોની આજીવિકારૂપ, સર્વ પ્રાણધારિયેની ગતિરૂપ બ્રહ્મરૂપ વન છે તેમાં નિત્ય સ્થૂળ સૂક્ષ્મ શરીરને ધરનાર આત્મા ફરે છે. આ જગતમાં જે જંગમ અને સ્થાવર જીવો છે તેઓ પ્રથમ પ્રલય પામે છે, પછી ભૂતોએ કરેલા ગુણો અને ગુણોથી પંચમહાભૂત લય પામે છે. આ ( આવો ) પ્રાણિયોનો ઉદય અને અસ્ત છે. દેવો, મનુષ્યો, ગંધર્વો, પિશાચો, અસુરો અને રાક્ષસો સર્વ સ્વભાવથી સૃજેલા છે પણ નથી ક્રિયાઓથી કે નથી કારણથી સૃજેલા. વિશ્વને સૃજનારાઓ વારંવાર જન્મે છે અને પંચમહાભૂતોથી થયેલા તેજ પંચમહાભૂતોમાં કાળને અનુસરી જેમ તરંગો સમુદ્રમાં લય પામે તેમ લય પામે છે. વિશ્વને સૃજનારા સ્થૂળ જીવોથી સર્વ મહાભૂત ( સૂક્ષ્મભૂતો ) ઉત્તમ છે. એ પાંચ મહાભૂતથી પણ મુક્ત ( મોક્ષવાળો ) ઉત્તમ ગતિ પામે છે. સમર્થ એવા પ્રજાપતિએ આ સઘળું મનથીજ સૃજ્યું, તેમજ ઋષિયો તપે કરી ( મનમાં સંકલ્પે કરી ) દેવોને પામ્યા. વળી તપ ( સંકલ્પના ) ના ક્રમે કરી ફળ, મૂળોને ખાનારા, સમાધિવાળા સિદ્ધો અહીં તપે કરી ત્રણ લોકને જુવે છે. સર્વ રોગને મટાડનાર પદાર્થ વગેરે ઔષધો અને જુદા જુદા પ્રકારની વિદ્યાઓ તપથીજ સિદ્ધ થાય છે તથા સાધન તપરૂપ મૂળવાળુંજ હોય છે. જે દુઃખે કરી પમાય એવું ઇંદ્રપદ વગેરે છે, જે દુઃખે જણાય એવું વેદ વગેરે શાસ્ત્ર છે, જે દુઃખે પરાભવ પમાડાય એવું અગ્નિ વગેરે તત્ત્વ છે અને જે દુઃખે કરી સમાધાન થાય એવું મહા પ્રલય વગેરે છે તે સઘળું તપથી સિદ્ધ થાય છે. તપજ દુઃખે કરી ઉલ્લંઘન કરાય એવું છે. મદિરાને પીનારો, બ્રાહ્મણને હણનારો, ચોરી કરનારો, બાળની હત્યા કરનારો અને ગુરૂની સ્ત્રી પાસે જનારો ( સ્ત્રી સાથે ચાલનારો ) તપવડે પાપથી છૂટે છે.

મનુષ્યો, પિતૃ, દેવો, પશુઓ, મૃગો, પક્ષિઓ, અને બીજાં સ્થાવર અને જંગમ પ્રાણિયો આ સર્વ તપને પરાયણ થવાથી તપવડે સિદ્ધિ પામે છે. તપે કરી મોટી માયાવાળા દેવતાઓ સ્વર્ગમાં ગયા છે. જેઓ આલસ્ય રહિત અહંકારવાળા થઇ કામનાવાળાં કર્મો કરે છે તેઓ પ્રજાપતિની પાસે જાય છે. જેઓ શુદ્ધ ધ્યાનના યોગે કરી મમતા રહિત અને અહંકાર રહિત થયેલા મહાત્માઓ છે તેઓ ઉત્તમ લોકને પામે છે. જેઓ ધ્યાનના ઉપાયને પામી પ્રસન્ન બુદ્ધિવાળા અને આત્માને ( બ્રહ્મને ) જાણુનારા છે તેઓ સુખ વધારનારાં અવ્યક્ત ( ન જણાય એવા ) આનંદ પ્રત્યે પ્રવેશ કરે છે. જે અહીં મમતાથી રહિત અને અહંકારથી રહિત થયેલાઓ ધ્યાનના યોગથી પડીને ( પૂરા ધ્યાનના યોગને પામ્યા વિના ) મરણ પામે છે તેઓ મોટાઓના ઉત્તમ લોકરૂપ માયા પ્રત્યે પ્રવેશ કરે છે. માયાથીજ ફરી ઉત્પન્ન થઇ તેના સમાન નામ ( અવ્યક્તપણા )ને પામેલા, તમ, અને

રજોગુણથી રહિત થઇ એક સત્વ ગુણને પામી સર્વ પાપથી મુક્ત થયેલા જે સર્વ સૃજે છે તેને જે કાળરહિત જાણે છે તથા ક્ષેત્રજ્ઞ ( ઇશ્વર ) એમ સમજે છે તે વેદને જાણનાર થાય છે. મુનિએ ચિત્તથી જ્ઞાન પામી સંયમવાન થઇ બેસવું, કેમકે જેમાં ચિત્ત હોય છે તેરૂપ જીવ અવશ્ય થાય છે. આ સનાતન રહસ્ય છે. ન જણાતી એવી માયાથી આરંભી વિશેષ ગુણો પર્યંત અજ્ઞાનનું લક્ષણ કહેલું છે, તે રીતે આવું આ ગુણોથી ઉત્પન્ન થયેલું લક્ષણ સમજો. બે અક્ષરવાળો મૃત્યુ છે અને ત્રણ અક્ષરવાળું સદા રહેનારૂં બ્રહ્મ છે. મારૂં એમ જાણવું એ મૃત્યુરૂપ થાય છે તથા મારૂં નથી એમ જાણવું એ સદા રહેનાર બ્રહ્મરૂપ બને છે. કેટલાક મંદ બુદ્ધિમાં ( ઓછા જ્ઞાનમાં ) પ્રીતિવાળા નરો કર્મને વખાણે છે પણ જેઓ વૃદ્ધ મહાત્માઓ છે તેઓ કર્મને વખાણતા નથી; કેમકે કર્મે કરી મૂર્ત્તિમાન્ ( દેહવાળો ) સોળ[1] વસ્તુઓવાળો જંતુ જન્મે છે અને વિદ્યા તે પુરૂષને ગ્રસે છે. કર્મ દેવતા વગેરેથી શેષ રહેલાં અમૃતને ખાનારાઓએ ગ્રહણ કરવા યોગ્ય છે માટે જે કોઇ પારને જોનાર છે તેઓ કર્મોમાં સ્નેહથી રહિત છે. આ પુરૂષ છે તે વિદ્યામય કહેલો છે પણ કર્મમય કહેલો નથી. આ રીતે મરણ રહિત, નિત્ય, અગ્રાહ્ય, સદા રહેનાર, અક્ષર ( ન ખરનાર ), વશ મનવાળા અને સંગ રહિત એવા આત્માને જાણે છે તે મરનાર થતો નથી. જે આ રીતે જેની પૂર્વે બીજો નથી એવા, ન કરેલ, નિત્ય, વિચાર વગરના, ( કૂટસ્થ માયામાં રહેનાર ), ન ગ્રહણ કરાય એવા, ન મરનારા ઇશ્વરના પણ સંહાર કરનારા આત્માને જાણે છે તે આ કારણોથી સ્થિર, ન ગ્રહણ કરનાર કરાય એવો અને મરણ રહિત થાય છે. વળી તે સર્વ સંસ્કારોને દૃઢ કરી ચિત્તને પરમાત્મા વિષે રોકી જે શુભ બ્રહ્મ છે તેને જાણે છે જેથી બીજું કશું અધિક નથી. જ્યારે સત્વગુણની નિર્મળતા થાય છે ત્યારે લોક શાંતિ પામે છે. ચિત્તની પ્રસન્નતા ( શાંતિ )નું લક્ષણ જે રીતે સ્વપ્નનો દેખાવ ( દેહના સંગ વગરની સ્થિતિ ) થાય તે રીતે બહારની ઉપાધિયોથી શૂન્ય અંતરમાં પ્રચાર કરનાર થાય છે. આ ગતિ તે મુક્ત જનોની થાય છે કે જેઓ જ્ઞાનમાં આસ્થાવાળા અને પરિણામથી થતી સર્વ પ્રવૃત્તિયોને જોનાર છે. વૈરાગ્યવાળાઓની આ ગતિ છે, આ સનાતન ધર્મ છે. આ જ્ઞાનવાળાઓની પ્રાપ્તિરૂપ છે ( જ્ઞાનવાળાએ પામવા યોગ્ય છે ) અને આ નિંદા વગરની વર્તણુક છે. આ ગતિ ( બ્રહ્મ-જ્ઞાન ) સર્વ પ્રાણિયોમાં સમાન, નિઃસ્પૃહ, આશા રહિત, અને સર્વમાં બ્રહ્મને જોનારાએ પામી શકાય એવી છે. હે વિપ્રર્ષિયોમાં શ્રેષ્ઠ ! મેં આ સઘળું તમોને કહ્યું એ પ્રમાણે જલદી તમે આચરણ કરો તેથી સિદ્ધિ પામશો. ગુરૂ બોલ્યા—આ રીતે ગુરૂ ( પૂજ્ય ) બ્રહ્માએ જેમ કહ્યું તેમ કરનારા મહાત્માઓ ઉત્તમ લોકને પામ્યા; માટે હે મહાભાગ ! હે શુદ્ધ મનવાળા ! તમે પણ આ મેં કહેલું બ્રહ્માના વચન પ્રમાણે આચરણ કરો તેથી સિદ્ધિ પામશો. વસુદેવના પુત્ર બોલ્યા--હે કુંતિના પુત્ર ! તે સમયે ગુરૂએ આ પ્રમાણે કહેલો શિષ્ય સઘળો ઉત્તમ ધર્મ કરવા લાગ્યો અને તેથી મોક્ષ પામ્યો. વળી હે કુરૂના કુળને ધારણ કરનાર ( અર્જુન ) ! ત્યારે કૃતકૃત્ય ( પુણ્યવાન ) થયેલો તે શિષ્ય જ્યાં જઇને શોક કરવો પડતો નથી તે સ્થાનને પામ્યો. અર્જુને પૂછ્યું—હે સમર્થ ! હે જનોએ પ્રાર્થના કરવા યોગ્ય કૃષ્ણ ! એ બ્રાહ્મણ કોણ ? અને શિષ્ય કોણ ? જો આ મારે સાંભળવા લાયક હોય તો મને તે કહો ? વસુદેવના પુત્રે કહ્યું--હે મહાબાહો ! હું ગુરૂ અને મારા મનને શિષ્ય સમજો. હે ધનંજય ! આ રહસ્ય

---

૧ પંચમહાભૂત અને અગિયાર વિકારો ( દશ ઇંદ્રિયો, ને મન ).

તમારી પ્રીતિથી તમને કહ્યું. હવે હે કુરૂકુળને ધારનાર ! જો નિત્ય મારામાં તમારી પ્રીતિ છે તો આ અધ્યાત્મ જ્ઞાન સાંભળી હે સારાં વ્રતવાળા ! તમે સારી રીતે આચરણ કરો. હે શત્રુઓને હણનાર ! આ ધર્મ સારી રીતે આચર્યા પછી તમે સર્વ પાપોથી મુક્ત થઇ ઉત્તમ મોક્ષ પામશો. હે મોટી ભુજાવાળા ! જ્યારે યુદ્ધનો વખત સમીપ આવ્યો હતો ત્યારે પ્રથમ પણ મેં આજ કહ્યું હતું માટે આમાં મન ધારણ કરો. હે ભરત કુળમાં શ્રેષ્ઠ અર્જુન ! મેં પ્રભુ એવા પિતાને જોયે ઘણો વખત થયો માટે હું તમારો મત હોય તો તેમને જોવા ઇચ્છું છું. વૈશંપાયન બોલ્યા—આ પ્રમાણે કહેતા કૃષ્ણ પ્રત્યે અર્જુને કહ્યું કે, હે કૃષ્ણ ! આજેજ આપણે બે હસ્તિનાપુર નામના નગર પ્રત્યે જઇયે અને ત્યાં ધર્માત્મા યુધિષ્ઠિર રાજાને મળી તેમની આજ્ઞા લઇ ત્યાં જઇએ.

समेत्य तत्र राजानं धर्मात्मानं युधिष्ठिरम् ।
समनुज्ञाप्य राजानं स्वां पुरीं यातुमर्हसि ॥ ५२ ॥

इतिश्री महाभारते अश्वमेधिकपर्वाणि अनुगीतायां गुरुशिष्यसम्वादे एकपञ्चाशत्तमोऽध्यायः ॥ ५१ ॥

## અધ્યાય ૫૨ મો. કૃષ્ણનું દ્વારિકાગમન.

वैशम्पायन उवाच—ततोभानोदयत्कृष्णो युज्यतामिति दारुकम् ।
मुहूर्त्तादिव चाचष्टयुक्तमित्येव दारुकः ॥ १ ॥

વૈશંપાયન કહે છે—ઉપર પ્રમાણે કહ્યા પછી શ્રીકૃષ્ણે દારૂક નામના સારથિને 'રથ જોડો' એવી પ્રેરણા કરી અને બે ઘડી વારમાં દારૂકે 'જોડયો'. પાંડુના પુત્ર અર્જુને સૈનિકોને સજ્જ થાઓ, આપણે હસ્તિનાપુર પ્રત્યે જઇએ, એમ પાછળ ચાલવા વગેરેની પ્રેરણા કરી. હે જનાધિપ ! આ પ્રમાણે કહેલા, સજ્જરૂપ થયેલા સૈનિકો ઘણાં તેજવાળા અર્જુનને સર્વ સજ્જ થયું છે એમ કહેવા લાગ્યા પછી હે જનાધિપ ! કૃષ્ણ અને પાંડવ અર્જુન રથમાં બેસી વિચિત્ર કથાઓ કરતા પ્રસન્ન થતા માર્ગે ચાલ્યા. હે ભરત શ્રેષ્ઠ ! ફરીમે પણ મહાતેજસ્વી અર્જુને રથમાં બેઠેલા, વસુદેવના પુત્ર કૃષ્ણને કહ્યું—હે વૃષ્ણિના કુળને ધારણ કરનાર ! તમારી પ્રસન્નતાથી રાજા યુધિષ્ઠિરે જય મેળવ્યો, શત્રુઓને હણ્યા અને શત્રુઓ સહિત રાજ્ય મેળવ્યું. હે મધુ દૈત્યને મારનાર ! તમારાથી અમો પાંડવો નાથવાળા છીયે અને આપરૂપી વહાણને પામી કુરૂરૂપ સમુદ્રને તર્યા છીયે. હે વિશ્વકર્મન્ ! હે વિશ્વરૂપ આત્માવાળા ! અને હે વિશ્વમાં શ્રેષ્ઠ ! તમને નમસ્કાર છે. જે રીતે હું તમારો માનેલો છું તે રીતે હું તમને માનું છું. હે મધુદૈત્યને હણનારા ! પ્રાણિયોનો આત્મા નિત્ય તમારા તેજથી થનારો છે, તમારૂં રમણ ક્રીડામય છે. હે વિભો ! આકાશ અને પૃથ્વી એ બે તમારી માયારૂપ છે. આ જે સ્થાવર તથા જંગમ જગત્ છે તે સઘળું તમારામાં રહેલું છે, તમેજ સર્વ પ્રકારના પ્રાણિયોના સમૂહને, પૃથ્વીને, સ્વર્ગને તથા આકાશને જુદે જુદે પ્રકારે સર્જો છો, હે મધુદૈત્યને મારનાર ! નિર્મળ ચંદ્રમાની કાંતિ તમારા હાસ્યરૂપ છે. ઋતુઓ તમારી ઇંદ્રિયોરૂપ છે, સદા ગતિ કરનારો વાયુ તમારા પ્રાણરૂપ છે, સનાતન મૃત્યુ તમારા ક્રોધરૂપ છે. હે મહા બુદ્ધિયુક્ત ! નિરંતર તમારી પ્રસન્નતામાં કમળમાં વસનારી લક્ષ્મી છે,

હે અનઘ! તમેજ રતિ (પ્રીતિ), તુષ્ટિ (સંતોષ), ધીરજ, ક્ષમા, બુદ્ધિ, કાંતિ, જંગમ, સ્થાવર અને યુગોના અંતમાં નાશરૂપ કહેવાઓ છો. હે કમળના સરખાં નેત્રવાળા! મેં તમારા ગુણો અતિ મોટો વખત ગયે પણ કહી શકાય તેમ નથી. તમે આત્મા અને પરમાત્મા છો માટે તમને નમસ્કાર કરૂંછું. હે અતિ દુઃખે પરાભવ પમાડાય એવા કૃષ્ણ! મેં નારદ, દેવલ, કૃષ્ણદ્વૈપાયન (વ્યાસ) તથા કુરૂઓના પિતામહ (દાદા) ભીષ્મથી તમને જાણ્યા છે. હે અનઘ (પાપ અથવા દુઃખ રહિત)! તમારામાં સઘળું જગત આસક્ત છે અને તમેજ એક જનોના ઇશ્વર છો. હે જનોએ પામવા યોગ્ય કૃષ્ણ! તમેં આ અનુગ્રહ (કૃપા) વડે વૃત્ત કહ્યું, એ સઘળું હું આચરીશ. અમારૂં પ્રિય કરવાની ઇચ્છાથી તમે આ અદ્ભુત કામ કર્યું કે જે યુદ્ધમાં પાપી કૌરવ, ધૃતરાષ્ટ્રના પુત્ર (દુર્યોધન) ને હણ્યો. યુદ્ધમાં તમેજ દગ્ધ કરેલાં સૈન્યને મેં જીત્યું જેથી મેં જય મેળવ્યો તે કર્મ તમેજ કર્યું. દુર્યોધનની લડાઇમાં તમારી બુદ્ધિ અને પરાક્રમોએ કર્ણના, સિંધુ દેશના રાજા (જયદ્રથ) ના અને પાપી ભૂરિશ્રવાના વધનો ઉપાય યથાયોગ્ય દેખાડ્યો. હે દેવકીના પુત્ર! પ્રસન્ન થઇ તમે જે મને કહેલું છે, તે હું અવશ્ય કરીશ એમાં મને વિચાર નથી. હે અનઘ! ધર્મને જાણનાર! હું ધર્માત્મા યુધિષ્ઠિર રાજાને મળી તમારા ગમન (પ્રયાણ) માટે પ્રેરણા કરીશ. હે સમર્થ ને જનોએ પ્રાર્થના કરવા યોગ્ય! તમારૂં દ્વારકાં જવું મને ગમે છે માટે તમે થોડા વખતમાં મારા મામાને, દુઃખે કરી હઠાવાય એવા બળદેવજીને તથા બીજા ઉત્તમ વૃષ્ણિઓને (યાદવોને) જોશો. આવી રીતે વાત કરતા તે બે હસ્તિનાપુર પહોંચ્યા અને હર્ષ પામેલા નરોથી આકુળ, ઇંદ્રના સ્થાનની ઉપમા અપાય એવા ધૃતરાષ્ટ્રના મંદિર પ્રત્યે પેઠા. હે મહારાજ! તેમાં જઇ તે બન્નેએ જનોના અધિપતિ ધૃતરાષ્ટ્રને, મહા બુદ્ધિમાન વિદુરને તથા રાજા યુધિષ્ઠિરને જોયા. પછી દુઃખે હરાવાય એવા ભીમસેનને, માદ્રીથી જન્મેલા પાંડવોને ધૃતરાષ્ટ્રને સેવતા અને પરાજય નહિ પામેલા યુયુત્સુને, મોટી બુદ્ધિવાળાં ગાંધારી તથા કુંતીને, સ્ત્રી એવાં દ્રૌપદીને, અને સુભદ્રા વગેરે તે સઘળી ભરતકુળના જનોની સ્ત્રીઓને દીઠી. તે સર્વ સ્ત્રીઓને ગાંધારી (ધૃતરાષ્ટ્રની સ્ત્રી) ની સેવા કરતી જોઇ. પછી શત્રુઓને દબાવનારા અથવા દાબનારા તે બે રાજા ધૃતરાષ્ટ્રને મળી પોતાનાં નામ જણાવી તેના ચરણ ગ્રહણ કરવા લાગ્યા, તેમજ મહાત્મા તેઓ ગાંધારી, કુંતિ, ધર્મરાજ અને ભીમના ચરણને ગ્રહણ કરવા લાગ્યા. પછી તે બે, ક્ષત્તાને (દ્વારપાળને) મળી અખંડ કુશળ પૂછી તેઓ સાથે વૃદ્ધ રાજા (ધૃતરાષ્ટ્ર) ને સેવવા લાગ્યા. પછી જ્યારે રાત્રિ થઇ ત્યારે ધારણાયુક્ત મતિવાળા મહારાજ ધૃતરાષ્ટ્રે કૌરવોને તથા કૃષ્ણને ઘેર જવા રજા આપી. રાજાએ આજ્ઞા આપેલા તેઓ પોતપોતાનાં સ્થાન પ્રત્યે ગયા, અને પરાક્રમી કૃષ્ણ તો અર્જુનને ઘેરજ ગયા; ત્યાં લોક રીતિ પ્રમાણે સત્કાર પામેલા, સર્વ કામનાઓથી યુક્ત થયેલા, અર્જુનરૂપ સહાયવાન, ધારણાયુક્ત બુદ્ધિવાળા કૃષ્ણ સુતા અને જ્યારે રાત્રિ પ્રભાતરૂપ થઇ ત્યારે દિવસના પૂર્વ કાળની ક્રિયા કરી પરમ સત્કાર પામેલા તે બે મહાત્મા, જ્યાં મહા બળવાન ધર્મરાજ (યુધિષ્ઠિર) હતા તે ધર્મરાજના સ્થાનકે ગયા અને તે ઘરમાં પેસી, જેમ બે અશ્વિનીકુમાર, દેવોના રાજાને જુવે તેમ અતિ સત્કાર પામેલા, ધર્મરાજને મળ્યા. પછી રાજાને મળી પ્રસન્ન થતા તેણે આજ્ઞા આપેલા તે, વૃષ્ણિ કુળમાં થયેલા કૃષ્ણ અને કુરૂઓમાં ઉત્તમ અર્જુન સામે બેઠા. તે વખતે ધારણાયુક્ત બુદ્ધિવાળા, વક્તાઓમાં શ્રેષ્ઠ, અને રાજાઓમાં અતિ સારા એવા

તેમને બોલવાની ઇચ્છાવાળા જોઇ આવું વચન બોલ્યા.

યુધિષ્ઠિર કહેવા લાગ્યા—હે યદુ તથા કુરુના કુળને ધારણ કરનારા વીરો! હું અવંશ્ય તમોને બોલવાની ઇચ્છાવાળા માનું છું માટે વિચારો માં, ઝટ કહો, હું તમારું કહેલું સઘળું કરીશ આ પ્રમાણે કહેલા, બોલવામાં કુશળ એવા અર્જુને ત્યાં વિનયવાનની પેઠે સમીપ આવી ધર્મરાજાને કહ્યું—હે રાજન્! આ ઘણો વખત રહેલા, પ્રતાપવાન્ વસુદેવના પુત્ર ( કૃષ્ણ ) તમને જવા માટે જણાવી પિતાને મળવા ઇચ્છે છે. જો તમે માનો તો આપે આજ્ઞા આપેલા તે વીર, આનર્ત ( ઓખામંડલ ) દેશની નગરી ( દ્વારકાં ) પ્રત્યે જાય, માટે તમે આજ્ઞા આપો. યુધિષ્ઠિર બોલ્યા—હે કમળનેત્ર! હે સમર્થ! હે મધુદૈત્યને મારનાર! તમારું કલ્યાણ થાઓ, આજ તમે દ્વારકાંપુરી તથા શૂરના પુત્ર ( વસુદેવ ) ને મળવા પધારો. હે મહાભુજ કેશવ! મને તમારું જવું પસંદ છે, કારણ કે તમારે મારી મામીને જોયે તથા દેવી દેવકીને જોયે ઘણો વખત થયો છે. હે માનને દેનાર મહા પંડિત! મામાને મળી તથા બળદેવજીને મળી મારાં વચનથી યથાયોગ્ય સત્કાર કરજો. વળી હે માન આપનાર! નિત્ય મને, બળિયામાં ઉત્તમ એવા ભીમને, અર્જુનને, સહદેવને અને નકુળને સંભારજો. હે અઘરહિત! મહાભુજ! તમે આનર્ત દેશોને, પિતાને તથા યાદવોને મળી પાછા મારા અશ્વમેધ યજ્ઞમાં આવજો. હે સાત્વત ( યાદવ )! તે તમે વિવિધ રત્નો તથા ધન લઇને જાઓ. જે બીજું પણ તમને પ્રિય હોય તે સાથે લ્યો. હે વીર કેશવ! આ સર્વ પૃથ્વી તમારી પ્રસન્નતાથી અમને મળી અને શત્રુઓને પણ અમે હણ્યા. આવું જ્યારે કૌરવ ધર્મરાજા યુધિષ્ઠિર બોલતા હતા ત્યારે પુરૂષોમાં ઉત્તમ વસુદેવના પુત્ર ( કૃષ્ણ ), બોલ્યા કે, હે મહાભુજ ઇશ્વર! હાલ સઘળી પૃથ્વી, ઉત્તમ ધન અને રત્નો તમારાંજ છે, જે બીજું મારે ઘેર દ્રવ્ય છે તેના ધણી સદા તમેજ છો. આવું સાંભળી 'ઠીક' એમ તે વખતે કહેલા, ધર્મના પુત્રે સત્કાર કરેલા, પરાક્રમી, ને જેનો મોટો ભાઇ ગદ છે એવા, કૃષ્ણ વિધિ પ્રમાણે ફુઇની પાસે વાત કરી તેણે સત્કાર કરેલા તેમને પ્રદક્ષિણા કરી ચાલ્યા. જેમ ફુઇયે પ્રસન્ન કર્યા તેમજ સર્વ વિદુર વગેરેએ પ્રસન્ન કરેલા પોતે, ચાર ભુજાવાળા, ગદ જેનો મોટો ભાઇ છે એવા તે, દિવ્ય ( દેવતાઇ ) રથમાં બેસી હસ્તિનાપુર બહાર નીકળ્યા, યુધિષ્ઠિર તથા ફુઇ ( કુંતી )ના પણ અનુમતથી સારા ભાવવાળી સુભદ્રાને રથમાં બેસાડી નગરના જનોએ વિંટેલા, મોટી ભુજાવાળા, જનોએ પ્રાર્થના કરવા યોગ્ય કૃષ્ણ સિધાવ્યા. તે મધુ કુળમાં થયેલા અથવા લક્ષ્મીના પતિ કૃષ્ણની પાછળ સાત્યકી સહિત ઉત્તમ વાનર જેની ધ્વજામાં છે એવો અર્જુન માદ્રીના પુત્રો, અગાધ બુદ્ધિવાળા વિદુર, અને ઉત્તમ હાથીની ગતિ સરખી ચાલવાળો પોતે ભીમ આવ્યો, તે વખતે કુરૂદેશને વધારનારા તે સર્વને તથા વિદુરને પાછા વાળી પરાક્રમી જનોએ પ્રાર્થ્ય કૃષ્ણ, ત્વરાસહિત ( ઉતાવળા ) દારૂક સારથિને તથા સાત્યકિને ઘોડાઓને 'ચલાવો' એમ કહેવા લાગ્યા. પછી શત્રુઓના સમૂહને પાયમાલ કરનાર, શિનિકુળના ઉત્તમ શૂર એવા સાત્યકિએ અનુસરેલા, જનોએ પામવા અથવા પ્રાર્થના કરવા યોગ્ય કૃષ્ણ શત્રુઓનાં ટોળાંને હણી પ્રતાપી, સો યજ્ઞ કરનારો ઇંદ્ર સ્વર્ગ પ્રત્યે જાય તેમ આનર્ત દેશની નગરી ( દ્વારકાં ) તરફ ચાલ્યા.

निवर्त्तयित्वा कुरुराष्ट्रवर्द्धनांस्ततः स सर्वान् विदुरं च वीर्यवान् ।
जनार्दनो दारुकमाहसत्वरः प्रचोदयाश्वानिति सात्यकिं तथा ॥ ५७ ॥

ततो ययौ शत्रुगणप्रमर्दनः शिनिप्रवारानुगतो जनार्दनः ।
यथा निहत्यारिगणं शतक्रतुर्दिवं तथा नर्त्तपुरीं प्रतापवान् ॥ ५८ ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनु० कृष्णप्रयाणे द्विपंचाशत्तमो ऽध्यायः ॥ ५२ ॥

## અધ્યાય ૫૩ મો. ઉત્તંકોપાખ્યાન.

वैशम्पायन उवाच—तथा प्रयान्तं वार्ष्णेयं द्वारिकां भरतर्षभाः ।
परिष्वज्य न्यवर्त्तन्त सानुयात्राः परन्तपाः ॥ १ ॥

વૈશંપાયન કહે છે—દ્વારકાં જતાં વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા કૃષ્ણને મળી શત્રુને તાપ પમાડનારા તે, ભરતકુળના શ્રેષ્ઠ પુરૂષો પાછા ફર્યા. અર્જુન વારંવાર વૃષ્ણિકુળમાં થયેલા કૃષ્ણને ભેટવા લાગ્યો અને તે ચોતરફ નેત્ર કરી પોતાના દેશથી એમને જોવા લાગ્યો. પૃથાના પુત્ર અર્જુને શ્રીકૃષ્ણપર રાખેલી દૃષ્ટિ દુઃખથીજ દૂર કરી અને પરાજયરહિત એવા કૃષ્ણે પણ તેથી દુઃખવડે નજર ખેંચી. મહાત્મના પ્રયાણ વખતે જે, બહુ અદ્ભુત રૂપવાળા શકુનો થયા તે મારા કહેવાથી સાંભળો. મોટા વેગથી માર્ગને કાંકરારહિત, ધૂળરહિત, અને કાંટાઓ વગરનો કરનાર વાયુ રથની આગળ વાવા લાગ્યો. ઈંદ્ર, શાર્ઙ્ગ નામના ધનુષ્યવાળા કૃષ્ણની પાસે પવિત્ર સુંદર, સુગંધવાળું જળ અને દિવ્ય પુષ્પો વર્ષવા ( ખેરવવા ) લાગ્યો. પછી સમ ( સરખા ) એવા મરૂ ( મારવાડ ) દેશમાં ચાલેલા તેમણે નહિ મપાય એવાં તેજવાળા, ઉત્તંક નામના શ્રેષ્ઠ મુનિને જોયા. વિશાળ નેત્રવાળા તેજસ્વી મુનિનો સત્કાર કરી તેમણે સત્કાર કરેલા, કુશળ પૂછવા લાગ્યા. આ રીતે તેમણે સત્કાર કરી પૂછેલા બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા ઉત્તંક ઋષિ મધુદૈત્યને મારનારા, લક્ષ્મીના પતિ કૃષ્ણને કુશળ પૂછવા મંડયા. હે શૂરના કુળમાં થયેલા! કેમ તમે કુરૂ તથા પાંડવોને ઘેર જઈ અચળ ( ભમે નહિ ) એવું સારા ભાઇને ઘટે એવું કામ કર્યું, જે કર્યું હોય તે આપ મને કહો. હે વૃષ્ણિયોમાં ઉત્તમ કેશવ ! કેમ નિરંતર પોતાના પ્રિય અને સંબંધી એવા શૂરાઓને સંધિ કરાવી નિવૃત્ત થયા છો? હે શત્રુઓને તપાવનાર ! કેમ પાંચ પાંડુના પુત્રો તથા ધૃતરાષ્ટ્રના પુત્ર તમારી સાથે લોકોમાં વિહાર ( ક્રીડા ) કરશે ? હે કેશવ ! તમારારૂપ નાથ વડે પોતાના દેશમાં અતિ શાંતિ પામેલા કૌરવો વિષે રાજાઓ સુખ પામશે ? હે તાત ! મારી તમારા વિષે જે નિત્ય સારી ધારણા હતી તે હે તાત ! તમે કેમ ભરતકુળના પુરૂષો પ્રત્યે સફળ કરી?

શ્રી ભગવાન બોલ્યા—મેં પ્રથમ કૌરવો પ્રત્યે અતિ શાંતિપણા ( સલાહ ) માટે યત્ન કર્યો પણ જ્યારે ખરી રીતથી તેઓ સમપણું ન રાખી શકયા ત્યારે તેઓ સર્વ પુત્ર અને બાંધવો સહિત નાશ પામ્યા. હે પાપ અથવા દુઃખરહિત મહર્ષિ ! આ સર્વ તમારૂં સારી પેઠે જાણેલું છે કે બુદ્ધિ અથવા બળેકરીને ભાગ્ય પણ ઉલ્લંઘન કરી ( તજી ) શકાતું નથી. જ્યારે તેઓએ મારી ભીષ્મની અને વિદુરની મતિને ઉલ્લંઘન કરી ત્યારે તેઓ એક બીજાને મળી યમના સ્થાનકે ગયા. હવે જેના શત્રુઓ નાશ પામ્યા છે તથા જેના પુત્રો મરેલા છે એવા પાંચજ પાંડવો શેષ ( બાકી ) છે અને સઘળા, ધૃતરાષ્ટ્રના પુત્રો, પુત્ર અને બાંધવો સહિત સર્વ હણેલા છે. આ રીતે જ્યારે કૃષ્ણે કહ્યું ત્યારે અતિ ક્રોધવાળા જેનાં નેત્ર

ઉધડેલાં છે એવા ઉત્તંક કૃષ્ણને કહેવા લાગ્યા કે હે કૃષ્ણ! શક્ત છતાં તમે, સંબંધી અને પ્રિય એવા કૌરવોની રક્ષા કરી નહિ માટે હું નિઃસંશય [ જરૂર ] તમને શાપ આપીશ. હે મધુદૈત્યને હણનાર! તમે હઠથી તેઓને પકડી નિવાર્યા નહિ માટે ક્રોધથી ભરેલો હું તમને શાપ દઇશ. હે માધવ! શક્ત છતાં તમે ખોટાં આચરણથી ચોતરફથી મળેલા અને નાશ પામતા, શ્રેષ્ઠ કુરૂઓની જરૂર ઉપેક્ષા કરી [ તમે ખોટાઇથી ભેગા થયેલા કૌરવોને નાશ પામતાં ગણકાર્યા નહિ ]. વસુદેવના પુત્ર ( કૃષ્ણ ) બોલ્યા—હે ભૃગુના પુત્ર! હું જે કહું છું એ મારૂં કહેવું વિસ્તારથી સાંભળો. હે ભૃગુપુત્ર! તમે તપસ્વી છો માટે મારી પ્રાર્થના પણ સાંભળો. મારૂં જે આત્મજ્ઞાનવાળું વચન છે તે સાંભળી આજ અવશ્ય શાપ આપજો. હે તપ કરનારાઓમાં ઉત્તમ પુરૂષ! મને થોડાં તપથી પરાભવ પમાડવા આપ સમર્થ નથી માટે હું તમારાં તપનો નાશ કરવા ઇચ્છતો નથી. હે દ્વિજોમાં શ્રેષ્ઠ! તમે અતિ મોટું તપ પ્રકાશેલું છે, ગુરૂઓને પણ પ્રસન્ન કર્યા છે અને હું તમારૂં જે કુમાર અવસ્થાનું બ્રહ્મચર્ય છે તે જાણું છું તેથી તમારાં દુઃખે મળેલાં તપનો નાશ કરવા ઇચ્છતો નથી.

कौमारं ब्रह्मचर्यन्ते जानामि द्विजसत्तम ।
दुःखार्जितस्य तपसस्तस्मान्नेच्छामि ते व्ययम् ॥ २६ ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनु० उत्तङ्कोपाख्यानेकृष्णोत्तङ्कसमागमेत्रिपंचाशत्तमोऽध्यायः ॥ ५३ ॥



## અધ્યાય ૫૪ મો. ઉત્તંક અને શ્રીકૃષ્ણ.

उत्तंक उवाच—ब्रूहि केशव तत्त्वेन त्वमध्यात्ममनिन्दितम् ।
श्रुत्वा श्रेयोभिधास्यामि शापं वा ते जनार्दन ॥ १ ॥

ઉત્તંક બોલ્યા—હે જનોએ પામવા યોગ્ય અથવા યાચના કરવા યોગ્ય સુંદર કેશવાળા કૃષ્ણ! તમે નિંદાથી રહિત, આત્માને આશ્રય કરનારૂં જ્ઞાન કહો? તે સાંભળી હું તમને શ્રેય અથવા શાપ દઇશ નહિ પણ સારૂં નઠારૂં જે હશે તે કહીશ. વસુદેવના પુત્ર બોલ્યા—હે દ્વિજ! તમ, રજ અને સત્વગુણ, આ પદાર્થોને મને આશ્રય પામી રહેલા જાણો. તેમજ રૂદ્રો અને વસુઓને પણ મારાથી થયેલા સમજો. મારામાં સર્વ પ્રાણિયો તથા સર્વ પ્રાણિયોમાં હું રહેલો છું એમ ધારો. આમાં તમને સંશય થાઓ માં. હે દ્વિજ! તે રીતે સર્વ દૈત્યોના સમૂહ, યક્ષ, ગંધર્વ, રાક્ષસો, નાગ, અને અપ્સરાઓને મારાથી જન્મેલાં જાણો. જે સાચું, ખોટું ન જણાય એવું, જણાય એવું, અવિનાશી અને નાશવાળું કહેવાય છે એ સઘળું હું રૂપ છે. હે મુનિ! જે ચાર પ્રકારે આશ્રમોના ધર્મો જાણેલા છે તથા જે સર્વ વેદનાં કર્મો છે તે સઘળું હું રૂપ સમજો. જે ખોટું ( સસલાનું શિંગડું વગેરે ). સાચું, ખોટું ( ઘડા વગેરે ) અને સાચાં ખોટાંથી પર, નહિ જણાય એવું છે તે સર્વ સનાતન દેવોનો દેવ હું છું, તેથી બીજું કંઇ નથી. હે ભૃગુના કુળને ધારણ કરનાર! તમે ઓંકાર વગેરે વેદોને હુંરૂપ માનો. યજ્ઞમાં દેવોને તૃપ્ત કરનાર, સોમ, હોમ, ચરૂ અને યૂપ ( યજ્ઞના સ્તંભ )ને હુંરૂપ જાણો. હે ભૃગુપુત્ર! મને હોમનાર તથા હોમવાનું દ્રવ્ય જાણો.

અધ્વર્યુ ( યજુર્વેદને જાણનારા ), કલ્પક ( વિધિ ) અને પરમ સંસ્કાર પામેલું હવિ હું છું. હે બ્રાહ્મણ ! મોટા યજ્ઞમાં સામવેદને જાણનાર પણ ગીતોના શબ્દોથી મને સ્તવે છે. હે દ્વિજશ્રેષ્ઠ ! પ્રાયશ્ચિત્તોમાં શાંતિ તથા મંગળને વાંચનારો વિશ્વકર્મા હું છું તેની સદા સ્તુતિ કરે છે. હે દ્વિજોમાં શ્રેષ્ઠ ! આગળ જન્મેલા ધર્મને મારો પુત્ર જાણો. હે શ્રેષ્ઠવિપ્ર ! સર્વ પ્રાણિયોમાં દયાવાળું જે મન છે તે મને પ્રિય છે, તેમાં હું પ્રવૃત્ત અને નિવૃત્ત થતા માનવો સાથે બહુ જન્મોને પામતો ત્રણ લોકમાં તે તે વેશ અને રૂપોવડે ધર્મની સ્થાપનાને અર્થે તથા ધર્મનાં રક્ષણ કાજે વર્તું છું. હે ભૃગુપુત્ર ! હું વિષ્ણુ, હું બ્રહ્મા, ઇંદ્ર, અને જન્મ વિનાશરૂપ છું, અવિનાશી એવો હું સઘળા પ્રાણિયોના સમુદાયનો સૃજનાર અને સઘળા અધર્મમાં વર્તનારાઓના સંહારરૂપ છું. હું ચાલતા યુગમાં પ્રજાઓના હિતની ઇચ્છાથી તે તે યોનિયો ( કારણો-ઉત્પત્તિયો )ને પામી ધર્મની પાજ બાંધું છું. હે ભૃગુનંદન ! જ્યારે હું દેવની જાતિમાં વર્તું છું ત્યારે સઘળું દેવની પેઠે આચરણ કરૂં છું એમાં સંશય ( ફેર ) નથી. હે ભૃગુને આનંદ આપનારા ! જ્યારે હું ગંધર્વની જાતિમાં વર્તું છું ત્યારે સઘળું ગંધર્વની બરોબર આચરૂં છું એમાં સંશય નથી. જ્યારે નાગની જાતિમાં હોઉં ત્યારે નાગની પેઠે વર્તું છું, તેમ હું યક્ષ અને રાક્ષસની જાતિયોમાં પણ યથાયોગ્ય વિચરૂં છું. હાલ ચાલતી મનુષ્ય જાતિમાં મેં કૃપણ ( દીન )પણાથી યાચના કરી પણ જેઓને અતિ મોહ થયેલો છે એવા તે, મૂઢ જનોએ મારૂં વચન ગ્રહણ કર્યું નહિ. મેં મોટા ભય કહી ત્રાસ પમાડ્યા ( બીવરાવ્યા ) અને કોપવાન થઇ ફરી યથાયોગ્ય સમજાવ્યા તોપણ તેઓ અધર્મથી યુક્ત અને કાળના ધર્મથી ગ્રસાયા, તેથી યુદ્ધમાં ધર્મથી હણાયા અને સ્વર્ગમાં ગયા એમાં સંશય નથી. તેમ હે દ્વિજોમાં ઉત્તમ ! પાંડવો લોકોમાં ખ્યાતિ પામ્યા. આ સઘળું તમે મને જે પૂછો છો તે તમને કહ્યું.

लोकेषु पाण्डवाश्चैव गता ख्यातिं द्विजोत्तम ।
एतत्ते सर्वमाख्यातं यन्मां त्वं परिपृच्छसि ॥ २३ ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनु० कृष्णवाक्येचतुष्पञ्चाशत्तमो ऽध्यायः ॥ ५४ ॥

## અધ્યાય ૫૫ મો. ઉત્તંકે કરેલી શ્રીકૃષ્ણસ્તુતિ.

उत्तङ्क उवाच—अभिजानामि जगतः कर्त्तारं त्वां जनार्दन ।
नूनं भवत्प्रसादोयमिति मे नास्ति संशयः ॥ ५४ ॥

ઉત્તંક બોલ્યા---હે કૃષ્ણ ! તમને જગતના કરનારા જાણું છું, જરૂર આ તમારો પ્રસાદ ( અનુગ્રહ-કૃપા ) છે એથી મને સંશય નથી. હે શત્રુને તપાવનાર વિનાશથી રહિત કૃષ્ણ ! હવે મારૂં ચિત્ત અતિ પ્રસન્ન થયું, તમારા ભાવને પામ્યું અને શાપથી મારૂં મન નિવૃત્ત થયું એમ જાણો. હે કૃષ્ણ ! જો હું તમારાથી કાંઇ પણ અનુગ્રહને પામવા યોગ્ય હોઉં તો જે તમારૂં ઇશ્વર સંબંધી ( મોટું ) રૂપ જોવા ઇચ્છું છું તે દેખાડો. વૈશંપાયન બોલ્યા-આવું વચન સાંભળ્યા પછી પ્રસન્ન મનવાળા તેણે ઉત્તંકને, નિરંતર રહેનારૂં વિષ્ણુનું ( વ્યાપક ) શરીર બતાવ્યું કે જે આગળ બુદ્ધિમાન અર્જુને જોયું હતું. તે (ઉત્તંક)

મોટી ભુજાવાળા, હજારો સૂર્યની ઉપમાવાળા, દીપ્તિમાન અગ્નિની ઉપમા અપાય એવો, સર્વ આકાશને ઢાંકી રહેલા, સર્વ મુખવાળા, સર્વ રૂપવાળા મહાત્માને જોવા લાગ્યા અને તે, વિષ્ણુનાં પરમ, અદ્ભુત, વ્યાપક રૂપને જોઇ તથા પરમેશ્વરને દેખી વિપ્ર ઉત્તંક વિસ્મય પામ્યા.

ઉત્તંક સ્તુતિ કરવા લાગ્યા—હે સર્વ કર્મોવાળા! હે વિશ્વના આત્મારૂપ! અને હે વિશ્વને ઉત્પન્ન કરનાર! તમ। નમસ્કાર છે. તમારા ચરણોથી પૃથ્વી વ્યાપેલી છે, મસ્તકથી આકાશ વ્યાપેલું છે, તમારા ઉદરે (પેટે) આકાશ અને પૃથ્વીનું જે મધ્ય છે તેને ઢાંકેલું છે, તમારી બે ભુજાઓએ દિશાઓને ઢાંકેલી છે. હે નાશથી રહિત! તમે આ સર્વરૂપ છો. હે દેવ! પાછું ક્ષય ન પમાડાય એવા ઉત્તમ રૂપને હરો; કેમકે ફરી હું સદા રહેનારા તમોને પોતાના રૂપથી જોવા ઇચ્છું છું. વૈશંપાયન બોલ્યા—હે જનમેજય! પ્રસન્ન મનવાળા ગોવિંદ, તેને 'વર માગો' એમ કહેવા લાગ્યા. તે વખતે ઉત્તંકે આ વચન કહ્યું—હે મોટી કાંતિવાળા! પુરૂષોમાં ઉત્તમ કૃષ્ણ! આજે તમારાથી મને સંપૂર્ણ વર મળ્યો કે જે હું તમારૂં રૂપ જોઉં છું. ફરી તેને કૃષ્ણે કહ્યું—તમે આમાં વિચારો માં; કારણ કે અવશ્ય મારે આ મારૂં દર્શન સફળ કરવું છે. ઉત્તંક બોલ્યા—હે વિભો! જો તમે આ અવશ્ય કરવા યોગ્ય માનો છો તો, જે મરૂ (મારવાડ) દેશોમાં પ્રિય અને દુર્લભ છે એ જળને ઉપજાવવા ઇચ્છું છું. આ સાંભળ્યા પછી ઇશ્વર (કૃષ્ણ) તે, તેજને હરણ કરી ઉત્તંકને કહેવા લાગ્યા કે જ્યારે જળની ઇચ્છા થાય ત્યારે મને સંભારવો. આવું કહી પછી દ્વારકાં ગયા. તે પછી કોઇ વખતે ભગવાન ઉત્તંક તૃષાવાળા થઇ જળની ઇચ્છાથી મરૂ દેશમાં ચોતરફ ફરવા લાગ્યા અને અવિનાશી કૃષ્ણને સંભારવા લાગ્યા. તે સમયે મારવાડમાં, બુદ્ધિમાન દ્વિજોત્તમ ઉત્તંકે કૃષ્ણને સંભારતાંજ દિશાઓરૂપ વસ્ત્રવાળો, મેલરૂપ કાદવવાળો, કૂતરાઓનાં ટોળાંએ વિંટેલો, ભયંકર, બાંધેલી તરવારવાળો, બાણ તથા ધનુષને ધારણ કરનાર માતંગ [ચંડાળ]ને જોયો અને તેની નીચે ઓખનું ઘણું જળ અથવા તેની નજીક નીચા પ્રવાહવાળી ભોગવતીનું જળ દીઠું; ત્યારે તેને હસતો હોય તેમ ચાંડાળ કહેવા લાગ્યો—હે ભૃગુકુળને ધારણ કરનાર ઉત્તંક! તમે આવો અને મારાથી જળ ગ્રહણ કરો; કેમકે તમને તૃષાવાન જોઇ મને અતિ ઘણી કૃપા ઉત્પન્ન થઇ છે. આ પ્રમાણે તેણે કહેતાં મુનિએ તે જળ પસંદ કર્યું નહિ, અને બુદ્ધિમાન ઉત્તંક ઉગ્ર વાણીથી અવિનાશી કૃષ્ણને નિંદવા લાગ્યા તથા માતંગ (ચાંડાલ જાતિમાં રહેલો) વારંવાર તેને 'જળ પીઓ' એમ કહેવા લાગ્યો પણ ક્રોધ સહિત તેમણે ક્ષોભ પામેલાં અંતઃકરણને લીધે જળ પીધું નહિ. હે મહારાજ! તે રીતે તે મહાત્માએ નિશ્ચયથી ના પાડેલો (માતંગ) ત્યાંજ કૂતરાઓસહિત અંતર્ધાન પામ્યો. જ્યારે તેમ થતો તેને જોયો ત્યારે લજ્જાયુક્ત મનવાળા ઉત્તંક પોતાને શત્રુઓને હણનારા કૃષ્ણે છેતરેલો માનવા લાગ્યા. પછી તે જ માર્ગથી શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનાર કૃષ્ણ આવ્યા અને એને મોટી બુદ્ધિવાળા ઉત્તંક કહેવા લાગ્યા—હે સમર્થ પુરૂષોમાં શ્રેષ્ઠ! તમારે તેવું જળ ઉત્તમ બ્રાહ્મણોને માતંગ (ચાંડાલ જાતિ)ની ઓખથી આપવું યોગ્ય નથી. આવી રીતે વચન કહેનારા ઉત્તંક પ્રત્યે, મહા બુદ્ધિમાન કૃષ્ણ શુભ વાણીથી શાંત કરતા આ વાક્ય બોલ્યા—જેવાં ધારેલાં રૂપથી જળ દેવું યોગ્ય હતું તેવુંજ. તમને આપ્યું પણ જે તમે જાણ્યું નહિ. મેં તમારે અર્થે વજ્ર જેના હાથમાં છે એવા વૃત્રના પૂરને હણનારા ઇંદ્રને આવું કહ્યું કે તમે ઉત્તંકને જળરૂપ અમૃત આપો;

ત્યારે હે ભૃગુના પુત્ર ! સમર્થ દેવોના પતિએ મને કહ્યું કે મરણ ધર્મવાળો મનુષ્ય અમરપણાને ન પામવો જોઇએ માટે એને બીજો વર ( બીજું ઇચ્છિત ) આપો. મેં અનેકવાર શચીના પતિ ઇંદ્રને અમૃતજ આપવું છે એમ કહ્યું ત્યારે મને પ્રસન્ન કરી ફરીને તે દેવોનો ઇંદ્ર બોલ્યો—હે મતિવાળા ! જો અમૃતજ આપવું છે તો હું માતંગ થઇને મહાત્મા ભૃગુના પુત્રને અમૃત આપીશ. જો આ રીતે ભૃગુનો પુત્ર, આજ, અમૃત લે તો આ હું ભૃગુના પુત્રને અમૃત આપવા જાઉં છું પણ હે વિભો ! તે મને ના પાડશે તો હું કોઇ રીતે તેને અમૃત આપીશ નહિ. આવો ઠરાવ કરી ઇંદ્ર તે રૂપથી તમારી પાસે આવ્યો હતો અને તમે અમૃત આપતા ચાંડાલના રૂપવાળા ભગવાન ઇંદ્રને ના પાડી. આ તમારી અતિ મોટી ભૂલ થઇ તોપણ ફરીને પણ મેં જે તમારૂં ઇચ્છિત કરી શકાય એવું છે તે હું તમારી દુઃખે મટાડાય એવી જળની ઇચ્છાને સફળ કરીશ. હે બ્રાહ્મણ ! જે દિવસોમાં તમને જળની ઇચ્છા થશે તે દિવસોમાં મારવાડ વિષે જળે ભરેલા મેઘ [ વર્ષાદ ] થશે અને હે ભૃગુના પુત્ર ! તે રસવાળું જળ આપશે. વળી તે ' ઉત્તંક મેઘ ' એ રીતે કહેવાઇ ખ્યાતિ પામશે. આ પ્રમાણે કૃષ્ણે કહેતાં તે વિપ્ર ( ઉત્તંક ) પ્રીતિમાન ( ખુશ ] થયા અને હે ભારત ! આજ પણ મારવાડમાં ઉત્તંકના મેઘ વર્ષે છે.

इत्युक्तः प्रीतिमान्विप्रः कृष्णेन स बभूव ह ।
अद्याप्युत्तंकमेघाश्च मरौ वर्षन्ति भारत ॥ ३७ ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि उ० पञ्चपञ्चाशत्तमोऽध्यायः ॥ ५५ ॥

## અધ્યાય ૫૬ મો. ઉત્તંકનું તપ.

जनमेजय उवाच—उत्तंक केन तपसा संयुक्तो वै महामनाः ।
यः शापं दातुकामोऽभूद्विष्णवे प्रभविष्णवे ॥ १ ॥

જનમેજયે પૂછ્યું—મોટા મનવાળા જે અતિ સમર્થ વિષ્ણુ ( કૃષ્ણ )ને શાપ આપવા ઇચ્છાવાળા થયા હતા તે ઉત્તંક કયા તપે કરી યુક્ત હતા? વૈશંપાયને કહ્યું—હે જનમેજય ! ઉત્તંક મોટા તપથી યુક્ત અને ગુરૂના ભક્ત હતા, તેજસ્વી એવા તે ગુરૂથી બીજા કશાને માનતા નહિ. હે ભારત! સર્વ ઋષિઓના પુત્રોનો એ મનોરથ હતો કે આપણે શાથી ઉત્તંકના જેવી ગુરૂમાં વૃત્તિ પામીએ. હે જનમેજય ! ત્યારે ઘણા શિષ્યોમાં ગૌતમની ઉત્તંક વિષેજ અધિક પ્રીતિ અને સ્નેહ હતો તે ગૌતમ તેના ઇંદ્રિય નિગ્રહથી, પવિત્રતાથી, પરાક્રમવાળા કર્મથી અને સારી ચાકરીથી પ્રીતિમાન્ થયા હતા. હવે ઋષિ ( ગૌતમ ) હજારો શિષ્યોને જવા આજ્ઞા આપવા લાગ્યા પણ પરમ પ્રીતિને લીધે ઉત્તંકને આજ્ઞા આપવા તેમણે ઇચ્છા કરી નહિ. હે તાત! ક્રમે કરી તે મહા મુનિ ઉત્તંકને જરા ( વૃદ્ધાવસ્થા ) પ્રાપ્ત થઇ પણ ગુરૂ જેને વહાલા છે એવા તે મુનિએ જાણી નહિ. પછી હે રાજેંદ્ર! એક વખતે ઉત્તંક લાકડાં લેવા ગયા અને મોટો લાકડાંનો ભારો આણ્યો. હે શત્રુને નિયમમાં રાખનાર! હે રાજન્! તે ભારાથી પીડિત દેહવાળા, અતિ થાકેલા, જમવાની ઇચ્છાવાળા, તેમણે લાકડાંનો ભારો પૃથ્વી ઉપર નાખ્યો. તે વખતે રૂપાના જેવી કાંતિવાળી તેમની જટા લાકડામાં

લાગેલી (ભરાયેલી) હતી તેથી લાકડાંની સાથે ધરતી તળે પડયા અને હે ભારત! ભૂખવાળા તે, ભારથી ભૂકો થઇ ગયા જેવા થયા. આ રીતે તે સમયે વયની (ઉમ્મરની)તે અવસ્થા (સ્થિતિ) જોઇ પીડિત સ્વરથી રોવા લાગ્યા. પછી પિતાની આજ્ઞાથી મસ્તકવડે નમેલાં, ધર્મને જાણનાર, સુંદર કેડવાળાં, વિશાળ નેત્રવાળાં અને કમળનાં પાન સરખાં મુખવાળાં, ગુરૂની પુત્રી હાથે કરી તેમનાં આંસુ લુછવા લાગ્યાં. તે આંસુનાં ટીપાંઓથી બળેલા તેના હાથ હેઠા પડયા અને પૃથ્વી તે આંસુના પડવાને ધરણ કરી શકી નહિ પણ ગૌતમ તો પ્રસન્ન મનવાળા થઇ ઉત્તંક બ્રાહ્મણને કહેવા લાગ્યા-હે તાત! આજ તમારૂં મન શાથી શોક ભરેલું છે? હે વિપ્રર્ષિ! હું સાંભળવા ઇચ્છું છું માટે તે તમે પોતાની મેળે કહો? ઉત્તંક બોલ્યા—હે દ્વિજોમાં શ્રેષ્ઠ! તમારામાં રહેલા મનથી, તમારૂં પ્રિય કરવાની ઇચ્છાથી, તમારી ભક્તિને પામવાથી અને તમારા ભાવને અનુસરવથી મેં જરાને જાણી નહિ ને મેં સુખને જાણ્યું નહિ તમે મારી બરોબર નહિ એવા, આવેલા સો અને હજારો શિષ્યોને રજા આપી પણ તમે સો વર્ષથી રહેતા મને જવા આજ્ઞા આપતા નથી. ગૌતમ બોલ્યા-હે દ્વિજશ્રેષ્ઠ! તમારી પ્રીતિયુક્ત થવાથી અને તમારી ગુરૂ સેવાથી મેં વહી જતા મોટા વખતને જાણ્યો નહિ પણ હે ભૃગુના પુત્ર! જો આજ તમારી જવાની શ્રદ્ધા હોય તો અનુજ્ઞા લઇ તમે પોતાને ઘેર જાઓ, ઘણી વાર લગાડો માં.

ઉત્તંક બોલ્યા—હે દ્વિજશ્રેષ્ઠ! હું ગુરૂ માટે કયો પદાર્થ આપું, તે તમે કહો? હે સમર્થ! હું તે આપી તમારી આજ્ઞા પામી જઇશ. ગૌતમ બોલ્યા—હે બ્રહ્મન્! સજ્જનો ગુરૂના અતિ સંતોષનેજ દક્ષિણારૂપ કહે છે માટે હું અવશ્ય તમારાં આચરણથી પ્રસન્ન થયો છું એમાં સંશય નથી. હે ભૃગુના કુળને ધારણ કરનાર, વળી જો આજજ તમે સોળ વર્ષના જુવાન થાઓ તો આ રીતે મને પરિતોષ (સંતોષ) પામેલો જાણો. હે દ્વિજ! આના વિના બીજી સ્ત્રી તમારૂં તેજ સેવવા યોગ્ય નથી માટે પોતાની દીકરી, કન્યા' તમને પત્ની રૂપે આપું છું (પત્નીરૂપ કરી દેઉં છું). આ સાંભળ્યા પછી યુવાન થયેલા તેમણે તે યશવાળી કન્યાને લીધી અને ગુરૂએ આજ્ઞા આપેલા તે ગુરૂની સ્ત્રીને કહેવા લાગ્યા કે મને આજ્ઞા કરો. તમને શું સારૂં ધન આપું? હું પ્રાણોથી પણ પ્રિય ધનથી પણ પ્રિય તથા હિત કરવા ઇચ્છું છું માટે આ જગતમાં જે દુર્લભ, અતિ અદ્‌ભુત અને મોટું રત્ન હશે તે, તપવડે લાવી આપીશ. એમાં મને સંશય નથી અહલ્યા બોલ્યાં—હે પાપથી રહિત વિપ્ર! નિરંતર તમારી ભક્તિથી તમને હું પ્રસન્ન થયેલી છું. હે તાત! આ ઇચ્છા પ્રમાણે તમારૂં કલ્યાણ થાઓ તથા તમે ઇચ્છા પ્રમાણે જાઓ. વૈશંપાયન બોલ્યા--હે મહારાજ! ફરીને પણ ઉત્તંક વચન બોલ્યા-હે માત! મને તમારૂં પ્રિય કરવાનું કહો. અહલ્યા બોલ્યાં-સૌદાસ રાજાની સ્ત્રી (મદયંતી) એ જે દિવ્ય, મણિમય કુંડળ ધારણ કર્યાં છે તે લાવો, તમારૂં કલ્યાણ થાઓ અને આ લાવવાથી ગુરૂનો અર્થ સરશે. આ સાંભળી હે જનમેજય! તે 'તમે કહો છો તે રીતે કરીશ' એમ પ્રતિજ્ઞા લઇ ગુરૂની સ્ત્રીનું પ્રિય કરવા માટે તે વખતે લેવા ચાલી નીકળ્યા અને પછી બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવો ઉત્તંક ઝટ રાક્ષસ થયેલા સૌદાસ પાસે મણિનાં કુંડળ માગવા ગયો અહિં ગૌતમ પત્નીને કહેવા લાગ્યા કે આજ ઉત્તંક દેખાતો નથી. આ રીતે પૂછેલાં તેમણે કુંડળને કાજે ગયેલો કહ્યો. આ સાંભળ્યા પછી તેમણે આને કહ્યું કે તમે આ સારૂં ન કર્યું, શાપે રાક્ષસ થયેલો તે રાજા જરૂર બ્રાહ્મણને હણશે. અહલ્યા બોલ્યાં—હે ભગવન્! અજાણતાં મેં તેને આજ્ઞા કરી પણ તમારી કૃપાથી તેને કોઇ

ભય થશે નહિ. આ પ્રમાણે ગૌતમ, 'એમ થાઓ' એવું કહેવા લાગ્યા અને ઉત્તંક શૂન્ય વનમાં તે રાજાને મળ્યા.

इत्युक्त प्राहतां पत्नीमेवमस्त्विात गौतमः ।
उत्तंकोपिवने शून्ये राजानं तं ददर्शह ॥ ३५ ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनु० उ०कुण्डलाहरणेषट्पञ्चाशत्तमोऽध्यायः ॥ ५६ ॥

## અધ્યાય ૫૭ મો. સૌદાસ પાસે મણિ કુંડળની યાચના.

वैशम्पायन उवाच—स तं दृष्ट्वा तथा भूतं राजानं घोरदर्शनम् ।
दीर्घश्मश्रुधरं नृणां शोणितेन समुक्षितम् ॥ १ ॥

વૈશંપાયન કહે છે—બ્રાહ્મણે તેમ થયેલા, ભયંકર દેખાવવાળા, મોટી દાઢીને ધારણ કરનારા અને નરોનાં લોહીએ ભિંજેલા તે રાજાને જોઇ દુઃખ ધારણ કર્યું નહિ પણ મહા તેજસ્વી, ભય કરનાર, યમની ઉપમા અપાય એવો રાજા ઉભો થઇ એમને કહેવા લાગ્યો—હે કલ્યાણરૂપ દ્વિજ શ્રેષ્ઠ! તમે છટ્ઠે કાળે ભક્ષ્ય (ખાવાનું) શોધતાં મારી સમીપ આવી ચઢયા છો. ઉત્તંક બોલ્યા—હે રાજન્! પંડિતો ગુરૂને અર્થે ઉદ્યમ કરનારને હિંસા કરવા લાયક કહેતા નથી માટે મને ગુરૂના અર્થ સારૂ ફરવા આવેલો જાણો. રાજા બોલ્યો—હે દ્વિજોમાં શ્રેષ્ઠ! મને છટ્ઠે કાળે આહાર કરવો કહેલો છે અને આજ અવશ્ય ક્ષુધા (ભૂખ) લાગી છે માટે મારાથી તમને તજી શકાય એમ નથી. ઉત્તંક બોલ્યા—હે મહારાજ! તમે કહો છો એમ થાઓ પણ મારો ઠરાવ કરો. હું ગુરૂનું કામ પૂરૂં કરી પાછો તમારી પાસે અવશ્ય આવીશ. હે રાજાઓમાં શ્રેષ્ઠ! મેં ગુરૂની પાસે જે કામ કરવું કબૂલ કરેલું છે તે હે નરોના ઇશ્વર! રાજાઓના ઇંદ્ર, તમારે આધિન છે માટે તમારી પાસે તે માગું છું. હે નરશ્રેષ્ઠ! તમે નિત્ય મુખ્ય વિપ્રોને રત્નો આપો છો, તમે આ પૃથ્વીમાં દાતા તથા પાત્રરૂપ થયેલા છો માટે હે નૃપશ્રેષ્ઠ! મને પણ દાન લેવામાં યોગ્ય જાણો. હે શત્રુને દંડ દેનાર! હે રાજેંદ્ર! તમને આધિન એવું ગુરૂનું કામ તેને સોંપી ઠરાવથી પાછો તમારી પાસે આવીશ. તમારી પાસે આ સત્ય પ્રતિજ્ઞા કરૂં છું, આમાં કોઇ રીતે પણ ખોટું નથી. મેં પોતાની ઇચ્છાથી વર્ત્તનારાઓમાં પણ પ્રથમ ખોટું કર્યું નથી ત્યારે બીજે કયાંથી કહું? સૌદાસ બોલ્યો—જો તમારા ગુરૂનું કામ મારે આધિન છે તો તે કરેલુંજ છે. જો હાલ હું દાન લેવરાવવા (દાન દેવા) યોગ્ય છું તો મને તે (દેવાનું હોય તે) કહો. ઉત્તંક બોલ્યા—હે પુરૂષોમાં ઉત્તમ! હું તમને દાન દેવા યોગ્યજ માનું છું તેથી તે હું તમારી પાસે મણિવાળાં કુંડળ માગવા આવ્યો છું. હે વિપ્રર્ષિ સુવ્રત! તે બે યોગ્ય મણિનાં કુંડળ મારી સ્ત્રીનાં છે, તમે બીજો પદાર્થ માગો તે તમને જરૂર આપીશ. ઉત્તંક બોલ્યા—હે પૃથ્વીના ધણિ! તમારા મિષથી ઘણું થયું (બસ છે). જો અમે તમારા પ્રમાણરૂપ છીએ તો મને કુંડળ આપો અને સત્યવક્તા થાઓ. વૈશંપાયન બોલ્યા—આ પ્રમાણે કહેતાં રાજા ફરીને ઉત્તંકને કહેવા લાગ્યો—હે સજ્જન! જાઓ તથા મારાં વચનથી દેવી (રાણી)ને કુંડળ આપો એમ કહો. હે દ્વિજોમાં શ્રેષ્ઠ! આ રીતે

મારા કહેવાથી તમે કહેલાં પવિત્ર વ્રતવાળાં અવશ્ય તે બે કુંડળ તમને આપશે એમાં સંશય નથી. ઉત્તંક બોલ્યા—હે નરોના ઇશ્વર! મેં કયાં તમારી પત્ની જોઇ શકાય એમ છે? પોતેજ તમે શા સારૂ પત્નીની સમીપ જતા નથી? સૌદાસ બોલ્યા—આજ તમે તેને કોઇ પણ વનમાં (અરણ્ય અથવા જળનાં) ઝરણાંની પાસે દેખશો. આજ છઠ્ઠા કાળમાં (છઠ્ઠે દિવસે) તે મારાથી જરૂર જોઇ શકાય એમ નથી. વૈશંપાયન બોલ્યા—હે ભરતશ્રેષ્ઠ! તે રીતે કહેતાં ઉત્તંક ચાલતા થયા અને મદયંતીને જોઇ પોતાનું પ્રયોજન જણાવવા લાગ્યા. તે વખતે હે જનમેજય! સૌદાસનું વચન સાંભળી કમળ નેત્રવાળી મદયંતી મહા બુદ્ધિમાન્ ઉત્તંકને કહેવા લાગી–હે અઘરહિત બ્રાહ્મણ! તમે ખોટું નથી બોલતા પણ કોઇ નિશાની (એંધાણ) લાવવા યોગ્ય છો માટે આવું મને કહો કે નિત્ય દેવ, યજ્ઞ અને મહર્ષિઓ તે તે ઉપાયોથી મારાં આ દિવ્ય (દીપ્ત) મણિમય કુંડળોને હરવાની ઇચ્છાએ કરી છિદ્રો (દોષો) નો વિચાર કરે છે? જો આ રત્ન પૃથ્વીમાં પડયું હોય તો સર્પો તેને ગળી જાય છે. જો અપવિત્ર રહી ધારણ કરેલું હોય તો યક્ષો અથવા સુરો નિદ્રાવશપણાથી ઝોંટી જાય છે. હે દ્વિજશ્રેષ્ઠ! આ છિદ્રો થવાથી દેવ, રાક્ષસ અને નાગ, આને હરી જાય છે માટે ગાફેલ થયા વિના આ ધારણ કરાય છે. હે દ્વિજશ્રેષ્ઠ! દિવસ તથા રાત્રિમાં આ, સુવર્ણને સ્રવે છે અને રાત્રે નક્ષત્ર તથા તારાઓની કાંતિને દૂર ફેંકી (તરછોડી) વર્તે છે. હે ભગવન્! આને ધારણ કરવાથી કદી પણ ઝેર, અગ્નિ અને ઝેરી જીવોથી ભય નથી થનાર ત્યારે ક્ષુધા તથા પાણી પીવાની ઇચ્છા (તરસ)ની બીક કયાંથી થાય? (ન થાય). જ્યારે નાનાએ આ ધારણ કરાય છે ત્યારે નાનાં થાય છે અને યોગ્યે ધારણ કરાય ત્યારે તેના પ્રમાણવાળાં થાય છે. આવા પ્રકારનાં અતિ માન પામેલાં, ત્રણ જગતમાં જાણેલાં, આ મારાં કુંડળ છે માટે તેનું એંધાણ આણો.

एवं विधे ममैते वै कुण्डले परमर्चिते ।
त्रिषुलोकेषु विज्ञाते तदभिज्ञान मानय ॥ २८ ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वाणि अनु० उ० सप्तपञ्चाशत्तमो ऽध्यायः ॥ ५७ ॥



## અધ્યાય ૫૮ મો. સૌદાસ અને ઉત્તંક.

वैशम्पायन उवाच—स मित्र सहमासाद्य अभिज्ञानमयाचत ।
तस्मैददावभिज्ञानं स चेक्ष्वाकुवरस्तदा ॥ १ ॥

વૈશંપાયન કહે છે—જ્યારે તેણે સૌદાસના પાસે જઇ એંધાણ માગ્યું ત્યારે ઇક્ષ્વાકુના કુળમાં ઉત્તમ એવા તે રાજાએ તેને એંધાણ આપ્યું. સૌદાસ બોલ્યા—આ ગતિ (સ્થિતિ) ક્ષેમવાળી (કલ્યાણવાળી–સારી) નથી, તેમ આથી બીજી પણ ગતિ નથી. આ મારો મત જાણી મણિનાં કુંડળ આપો એમ કહો. આવું કહેલા ઉત્તંકે ભરથારનું વચન તે (સ્ત્રી)ને ફરી કહ્યું તે સાંભળી તેજ વખતે તેણે તે, મણિમય કુંડળ ઉત્તંકને આપ્યાં, તે બે કુંડળને પામી ઉત્તંક પાછો રાજા પાસે આવ્યો. હે પૃથ્વીના પતિ! તમે એ છાનું શું બોલ્યા? એ સાંભળવા હું ઇચ્છું છું. સૌદાસે કહ્યું–ક્ષત્રિય લોકો સ્વભાવથીજ બ્રાહ્મણોને માને છે અને

બ્રાહ્મણોથી પણ ઘણા દોષો જરૂર પ્રકટ થાય છે. આ હું બ્રાહ્મણોને નમવા છતાં બ્રાહ્મણથી દોષ પામ્યો અને મદયંતીરૂપ સહાયવાળો બીજી ગતિ દેખતો નથી. હે ગતિવાળાઓમાં ઉત્તમ! હે દ્વિજોત્તમ! રહેવામાં અને સ્વર્ગના દ્વાર આગળ જવામાં પણ બીજી પ્રતિ-કું એનો નથી, વળી વિશેષ, બ્રાહ્મણોની સાથે વિરૂદ્ધ થઇ રાજાએ જગતમાં રહી શકાતું નથી, તેમ મરણ પછી સુખ પામી વધાતું નથી માટે તમને પ્રિય એવા મેં પોતાનાં આ મણિમય કુંડળ આપ્યાં પણ તમે જે, આજે કરાર કર્યો છે તે મારી પાસે સફળ કરો. ઉત્તંક બોલ્યા-હે શત્રુને તપાવનાર રાજન્! તમે કહો છો તેમ કરીશ. પાછો તમારે શરણે આવીશ પણ તમને કોઇ પ્રશ્ન પૂછવા પાછો આવ્યો છું. સૌદાસે કહ્યું—હે વિપ્ર! ઇચ્છા પ્રમાણે પૂછો, તમને જવાબ આપીશ અને તમારો સંશય ટાળીશ એમાં મને વિચાર નથી. ઉત્તંક પૂછવા લાગ્યા-ધર્મની નિપુણતાને જાણનારાઓ વાણી જેણે નિયમમાં રાખેલી છે તેને વિપ્રરૂપ કહે છે અને જે મિત્રોમાં સમ નથી તેને ચોર છે એમ સૌ માને છે માટે હે પૃથ્વીના પતિ! આજ તે તમે મારા મિત્રપણાને પામ્યા છો તેથી હે પુરૂષોમાં શ્રેષ્ઠ! આપ મને પોતે આ-નેલી બુદ્ધિ આપો. આજ હું અર્થને પામ્યો છું અને તમે પુરૂષને ખાનારા (રાક્ષસ) છો માટે મારે તમારી સમીપ આવવું યોગ્ય છે અથવા નથી એ કહો? સૌદાસ બોલ્યો-હે દ્વિજોમાં શ્રેષ્ઠ! અને હે ઉત્તમ દ્વિજોમાં પણ ઉત્તમ! જો તમે અહિં મને યોગ્ય કહેવાનું પૂછતા હો તો કોઇ રીતે પણ મારી પાસે આવવું નહિ. હે ભૃગુકુળને ધારનાર વિપ્ર! આ રીતે તમારૂં હું શ્રેય જોઉં છું અને આવવાથી જરૂર તમારૂં મરણ થશે એમાં સંશય નથી.

વૈશંપાયન બોલ્યા-આ રીતે જ્યારે બુદ્ધિમાન્ રાજાએ તેમને યોગ્ય હિત કહ્યું ત્યારે તે રાજાની આજ્ઞા લઇ અહલ્યાની તરફ ગયા. ગુરૂ પત્નીનું પ્રિય કરનાર તે દિવ્ય કુંડળને લઇ મોટા વેગથી ગૌતમના આશ્રમ તરફ ચાલ્યા. જે રીતે મદયંતીએ તે બેનું રક્ષણ કરવું કહ્યું હતું તે રીતે તે કુંડળને કાળાં અથવા કાલીયાર મૃગનાં ચર્મમાં બાંધી આવ્યા. તે વખતે ક્ષુધાનો ભરાવો થવાથી તે સુંદર ફળોના ભારવાળું બિલ્વ વૃક્ષ (બીલ્લું) જોવા લાગ્યા અને તે વિપ્રર્ષિ તે ઝાડ ઉપર ચઢયા. પછી હે શત્રુને દમનાર! તે વખતે તેનીજ શાખામાં કાળા ચામડાને બાંધી તે શ્રેષ્ઠ વિપ્ર બિલ્વ ફળો પાડવા મંડયા. એ પછી હે વિભો! જ્યારે બિલ્લાંઓએ તેનાં નેત્ર ખેંચ્યાં હતાં તથા તે પડતાં હતાં ત્યારે બિલ્લાં તેજ ચર્મ ઉપર પડવા લાગ્યાં અને ઉત્તમ વિપ્રે જેમાં તે કુંડળ બાંધ્યાં હતાં તેનું બન્ધન (ગાંઠ) બિલ્લાંઓના પ્રહારો (વાગવા)થી છુટી ગયું તથા તત્કાળ કુંડળ સહિત તે ચર્મ વૃક્ષથી નીચે પડયું. જ્યારે તુટેલા બંધવાળું કાળું ચર્મ પૃથ્વી ઉપર પડયું ત્યારે ઐરાવતના કુળમાં થયેલા કોઇ નાગે તે મણિવાળાં કુંડળ જોયાં અને ઉતાવળો થઇ મુખમાં કુંડળને લઇ તેજ વખતે રાફડામાં પેસી ગયો. આ રીતે કુંડળોને સર્પે હરેલાં જોઇ ઉદ્વેગ સહિત તે, દુઃખથી ઘણા ક્રોધવાન થઇ નીચે ઉતર્યા. અને તે વખતે દંડનું કાષ્ઠ લઇ રાફડાને ખોદવા મંડયા. હે ભારત! તે વખતે ક્રોધ ને વિચારથી સંતાપ પામેલા શ્રેષ્ઠ બ્રાહ્મણે બ્યગ્ર થયા વિના પાંત્રીસ દિવસો સુધી રાફડો ખોદ્યો. ત્યારે સહન ન થાય એવા તેના વેગને ન ખમ-નારી, દંડના લાકડાથી પીડિત અંગવાળી, અતિ આકુળ બનેલી વસુંધરા (વસુને ધારણ કરનારી પૃથ્વી) કંપવા લાગી. જ્યારે નિશ્ચયથી નાગ લોકના માર્ગને કરવાની ઇચ્છાથી વિપ્રર્ષિ પૃથ્વીનાં તળાંને ખોદતા હતા ત્યારે મહા તેજસ્વી, વજ્ર જેના હાથમાં છે એવો ઇન્દ્ર ઘોડાથી જુતા રથમા બેસી ત્યાં આવ્યો અને ઉત્તમ દ્વિજને નિહાળવા લાગ્યો.

વૈશંપાયને કહ્યું—તેણે તેનાં દુઃખે કરી દુઃખી બની બ્રાહ્મણ ઉત્તંકને કહ્યું કે આ તમારાથી અવશ્ય થઇ શકવાનું નથી કેમકે અહિંથી નાગલોક ( પાતાલ ) હજારો યોજન છે માટે હું આ, તમારૂં કામ દંડના કાષ્ઠથી થાય એવું માનતો નથી. ઉત્તંક બોલ્યા—હે દ્વિજોમાં ઉત્તમ બ્રાહ્મણ ! જો નાગલોકમાં મારાથી કુંડળ નહિ પામી શકાય તો તમારા જોતાં પ્રાણ તજીશ. વૈશંપાયને કહ્યું—જ્યારે વજ્રને હાથમાં ધારણ કરનાર ઇંદ્ર તેમના નિશ્ચયને ફેરવી શક્યો નહિ ત્યારે તેણે દંડને વજ્રાસ્ત્રની સાથે જોડ્યો. પછી હે જનમેજય ! વજ્રના પ્રહારોથી ભેદાતી પૃથ્વીએ નાગલોકનો રસ્તો મોકળો કર્યો. તે રસ્તેથી નાગલોક પ્રત્યે પેઠા અને હજારો યોજનમાં દિવ્ય, મણિ ને મુક્તાઓથી શણગારેલા તથા સુવર્ણમય કોટના સમૂહોથી યુક્ત નાગલોક નિરખવા લાગ્યા. હે મહાભાગ ! તેમજ સ્ફાટિકનાં પગથિયાંઓવાળી, નિર્મળ જળવાળી વાવોને, નદીઓને તથા જુદા જુદા પ્રકારનાં પક્ષિઓનાં ટોળાંઓથી યુક્ત ઘણાં વૃક્ષોને જોવા લાગ્યા. ભૃગુકુળને ધારણ કરનારા તેમણે તે લોકનું પાંચ યોજન વિસ્તારવાળું અને સો યોજન લાંબુ દ્વાર દીઠું. તે વખતે નાગલોકને જોઇ ઉત્તંક તો દિંગજ થઇગયા અને ત્યાં ફરીને કુંડળ લેવામાં નિરાશ થયા. ત્યાં તેજથી પ્રકાશતો હોય તેવો, શ્યામ તથા શ્વેત વાળવાળો, રાતાં મુખ અને નેત્રવાળો કૌરવનો ઘોડો તેમને કહેવા લાગ્યો—હે વિપ્ર ! તમે મારાં અપાન ( ગુદા ) સ્થાનને ધમો ( ફુંકો ) તેથી અહિં ઐરાવતના પુત્રે તમારાં કુંડળ આણેલાં છે તે પામશો. હે પુત્ર ! આ બાબતમાં તમે કોઇ પણ રીતે સુગ કરો માં; કેમકે જ્યારે તમે ગૌતમના આશ્રમમાં હતા ત્યારે તમે તે આચરણ કર્યું હતું. ઉત્તંક બોલ્યા—હું તમને ગુરૂના આશ્રમ પ્રત્યે હતા એમ કેમ જાણું ? માટે મેં જે પૂર્વે આચરેલું હોય તે સાંભળવા ઇચ્છું છું. ઘોડો બોલ્યો—હે વિપ્ર ! તમે મને ગુરૂનો ગુરૂ, પ્રકાશ પામનાર અગ્નિ જાણો. હે ભૃગુના પુત્ર ! હે વિપ્ર ! તમે પવિત્ર થઇ સદા ગુરૂને અર્થે મારી વિધિ પ્રમાણે પૂજા કરેલી છે માટે તમારૂં શ્રેય કરીશ, ઘણો વખત કરો માં. આ રીતે અગ્નિના કહેવાથી ઉત્તંક તેમ કરવા લાગ્યા અને પ્રીતિમાન્ અગ્નિ પણ બાળવાની ઇચ્છાથી અધિક પ્રકાશવા મંડ્યા. પછી હે ભારત ! એના ધમવાથી ત્યાં રોમ ( રૂંવાડાં ) રૂપ કૂવાઓથી નાગલોકના ભયને ધારણ કરનાર ઘણો ધુમાડો ઉત્પન્ન થયો. હે ભરતકુળના મહારાજ ! તે વધતા મોટા ધૂમાડાથી કશું જણાતું ન હતું. હે જનમેજય ! વાસુકિ વગેરે નાગોનાં ઘરો ધૂમાથી રૂદ્ધ થયેલાં પ્રકાશતાં ન હતાં અને સઘળું ઐરાવતનું સ્થાન હાહાકારવાળું થયું હતું. વળી પર્વતો તથા વનો જેમ ઝાકળથી ઢાંકેલાં હોય તેમ ધુંધળાં થયાં હતાં. આ રીતે ધૂમથી રાતાં નેત્રોવાળા, અગ્નિનાં તેજથી તપેલા તેઓ મહાત્મા, ભૃગુપુત્રનો નિશ્ચય જાણવા આવ્યા અને તે અતિ તેજસ્વી મહર્ષિનો નિશ્ચય જાણી ફરતાં નેત્રોવાળા, સર્વ વિધિ પ્રમાણે પૂજા કરવા લાગ્યા. વૃદ્ધ તથા બાળક વગેરે સર્વ નાગ બે હાથ જોડી મસ્તકોથી નમન કરી ' હે ભગવન્ ! પ્રસન્ન થાઓ ' એમ કહેવા લાગ્યા અને તે નાગોએ બ્રાહ્મણને પ્રસન્ન કરી, પાદ્ય ( પગ ધોવાનું ) અને પૂજાના વિધિનું જળ નિવેદન કરી પરમ પૂજેલાં દિવ્ય કુંડળ પાછાં આપ્યાં. પછી નાગોએ પૂજેલા પ્રતાપી ઉત્તંક તે વખતે અગ્નિને પ્રદક્ષિણા કરી ગુરૂના ઘર તરફ ગયા. હે દુઃખ અથવા પાપથી રહિત રાજન્ ! તેણે ત્વરાથી ગૌતમને ઘેર જઇ તે જ વખતે ગુરૂની સ્ત્રીને દિવ્ય કુંડળ આપ્યાં અને હે જનમેજય ! દ્વિજોમાં શ્રેષ્ઠ એવા ઉત્તંકે વાસુકિ વગેરે નાગો સાથે થયેલું સર્વ વૃત્ત ગુરૂને યથાયોગ્ય કહ્યું. આ રીતે હે જન-

મેજય! મહાત્માએ ત્રણ લોકમાં ફરી દિવ્ય એવાં મણિ કુંડળ આણ્યાં હતાં. હે ભરતશ્રેષ્ઠ! તમે મને જે પૂછો છો તે ઉત્તંક મુનિ એવાં સામર્થ્યવાળા ને ઉત્તમ તપથી યુક્ત હતા.

एवं प्रभावः समुनिरुत्तंको भरतर्षभ ।
परेण तपसा युक्तो यन्मां त्वं परिपृच्छसि ॥ ६० ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि अष्टपंचाशत्तमोऽध्यायः ॥ ५८ ॥

## અધ્યાય ૫૯ મો. ગિરનાર થઈ દ્વારકાં.

जनमेजय उवाच—उत्तंकस्य वरं दत्वा गोविन्दो द्विजसत्तम
अत ऊर्ध्वं महाबाहुः किं चकार महायशाः ॥ १ ॥

જનમેજયે પૂછ્યું—હે દ્વિજોમાં શ્રેષ્ઠ (વૈશંપાયન)! ઉત્તંકને વર આપી તે પછી મોટી ભુજાવાળા મહા યશસ્વી ગોવિંદે (કૃષ્ણે) શું કર્યું? વૈશંપાયને કહ્યું—ઉત્તંકને વરદાન આપી કૃષ્ણ સાત્યકિની સાથે શીઘ્ર વેગવાળા મોટા ઘોડાઓથી દ્વારકાં તરફ ચાલ્યા અને પછી સરોવર, નદીઓ, વનો અને પર્વતોને ઓળંગી રમણીય દ્વારકાંપુરી પ્રત્યે આવ્યા. જ્યારે રૈવતનો (ગિરનારનો) ઉત્સવ ચાલતો હતો ત્યારે યુયુધાન (સાત્યકિ) જેને અનુસરનાર છે એવા કમળના સરખાં નેત્રોવાળા કૃષ્ણ ત્યાં આવ્યા. હે પુરૂષોમાં શ્રેષ્ઠ! તે વખતે પર્વત પણ જુદાં જુદાં રૂપોવાળા, વિશેષ આશ્ચર્યોવાળા, રત્નમય કોશો (ખજાનાઓ)થી યુક્ત શોભતો હતો: સુવર્ણની માળાઓ, ઉત્તમ પુષ્પો, વસ્ત્રો, કલ્પવૃક્ષો ને સુવર્ણ જેવાં દીપવૃક્ષોથી અત્યંત શોભિત, મોટો પર્વત ગુફા તથા ઝરણાંઓના ભાગોમાં દિવસરૂપ થયેલો હતો. ઘંટાઓ સહિત વિચિત્ર, પતાકાઓથી, શોભતો અને સ્ત્રીઓથી ચોતરફ ભરેલો જાણે ઉત્તમ ગીતવાળો હોય તેમ શોભતો હતો. હે ભરતવંશમાં થયેલા અથવા ભરતખંડમાં થયેલા! જેમ મુનિયોના સમૂહોએ જોવા યોગ્ય મેરૂ પર્વત હોય તેમ મત્ત અને હર્ષિતરૂપવાળાં સ્ત્રી પુરૂષોએ અતિ જોવા લાયક તે હતો. પર્વતના ગાનારાઓનો શબ્દ આકાશ અથવા સ્વર્ગને સ્પર્શ કરતો હોય તેમ રમત વગેરેમાં આસક્તિથી ગાફલ થયેલા, મદ્ય વગેરેથી બેભાન બનેલા અને ખુશ થતા જનોનાં કૂદવા અને નાચવાથી આકુળ થયો હતો, તેમ પૃથ્વીને ધારણ કરનાર પર્વત, કિલકિલ શબ્દોથી (કલકલાટથી) મનને હરનાર, હાટ ને બજારવાળો, રમણીય, ભક્ષણ ને ભોજન કરવાના પદાર્થો તથા ક્રીડાનાં સ્થાનકોવાળો હતો. વસ્ત્ર ને માળાઓના સમૂહોથી યુક્ત, વીણા, વેણુ અને મૃદંગવાળો તે મહા પર્વતનો ઉત્સવ દીન, અંધ અને કૃપણ વગેરે જનોને સદા અપાતા સુરા તથા મૈરેયથી મિશ્ર ભક્ષણ કરવાની અને ભોજન કરવાના પદાર્થોએ કરી પરમ કલ્યાણ કરનાર ભાસતો હતો. હે વીર! પુણ્યકારી સ્થાનવાળો પુણ્ય કરનારાઓએ સેવેલો, શૂરા યાદવોનો ગિરનારના ઉત્સવમાં થયેલો વિહાર અને ઘરોથી મળેલો તે પર્વત દેવલોક જેવો શોભતો હતો. તે સમયે હે ભરતશ્રેષ્ઠ! કૃષ્ણના સમીપપણાને પામી તે પર્વતોનાં રાજા ઇંદ્રનાં સ્થાન સરખો લાગતો હતો. આ રીતે સારી પેઠે પૂજાનો તે સુંદર સ્થાન પ્રત્યે પેઠા અને કૃષ્ણ તથા સાત્યકિ પોતાને સ્થાનકે ગયા ને ઘણા કાળના પ્રવાસથી હર્ષયુક્ત મનથી તેમાં

વૈશંપાયને કહ્યું—તેણે તેનાં દુઃખે કરી દુઃખી બની બ્રાહ્મણ ઉત્તંકને કહ્યું કે આ તમારાથી અવશ્ય થઇ શકવાનું નથી કેમકે અહિંથી નાગલોક (પાતાલ) હજારો યોજન છે માટે હું આ, તમારૂં કામ દંડના કાષ્ઠથી થાય એવું માનતો નથી. ઉત્તંક બોલ્યા—હે દ્વિજોમાં ઉત્તમ બ્રાહ્મણ ! જો નાગલોકમાં મારાથી કુંડળ નહિ પામી શકાય તો તમારા જોતાં પ્રાણ તજીશ. વૈશંપાયને કહ્યું—જ્યારે વજ્રને હાથમાં ધારણ કરનાર ઇંદ્ર તેમના નિશ્ચયને ફેરવી શક્યો નહિ ત્યારે તેણે દંડને વજ્રાસ્ત્રની સાથે જોડ્યો. પછી હે જનમેજય ! વજ્રના પ્રહારોથી ભેદાતી પૃથ્વીએ નાગલોકનો રસ્તો મોકળો કર્યો. તે રસ્તેથી નાગલોક પ્રત્યે પેઠા અને હજારો યોજનમાં દિવ્ય, મણિ ને મુક્તાઓથી શણગારેલા તથા સુવર્ણમય કોટના સમૂહોથી યુક્ત નાગલોક નિરખવા લાગ્યા. હે મહાભાગ ! તેમજ સ્ફાટિકનાં પગથિયાંઓવાળી, નિર્મળ જળવાળી વાવોને, નદીઓને તથા જુદા જુદા પ્રકારનાં પક્ષિઓનાં ટોળાંઓથી યુક્ત ઘણાં વૃક્ષોને જોવા લાગ્યા. ભૃગુકુળને ધારણ કરનારા તેમણે તે લોકનું પાંચ યોજન વિસ્તારવાળું અને સો યોજન લાંબુ દ્વાર દીઠું. તે વખતે નાગલોકને જોઇ ઉત્તંક તો દિંગજ થઇગયા અને ત્યાં ફરીને કુંડળ લેવામાં નિરાશ થયા. ત્યાં તેજથી પ્રકાશતો હોય તેવો, શ્યામ તથા શ્વેત વાળવાળો, રાતાં મુખ અને નેત્રવાળો કૌરવનો ઘોડો તેમને કહેવા લાગ્યો—હે વિપ્ર ! તમે મારાં અપાન (ગુદા) સ્થાનને ધમો (ફુંકો) તેથી અહિં ઐરાવતના પુત્રે તમારાં કુંડળ આણેલાં છે તે પામશો. હે પુત્ર ! આ બાબતમાં તમે કોઇ પણ રીતે સુગ કરો માં; કેમકે જ્યારે તમે ગૌતમના આશ્રમમાં હતા ત્યારે તમે તે આચરણ કર્યું હતું. ઉત્તંક બોલ્યા—હું તમને ગુરૂના આશ્રમ પ્રત્યે હતા એમ કેમ જાણું ? માટે મેં જે પૂર્વે આચરેલું હોય તે સાંભળવા ઇચ્છું છું. ઘોડો બોલ્યો—હે વિપ્ર ! તમે મને ગુરૂનો ગુરૂ, પ્રકાશ પામનાર અગ્નિ જાણો. હે ભૃગુના પુત્ર ! હે વિપ્ર ! તમે પવિત્ર થઇ સદા ગુરૂને અર્થે મારી વિધિ પ્રમાણે પૂજા કરેલી છે માટે તમારૂં શ્રેય કરીશ, ઘણો વખત કરો માં. આ રીતે અગ્નિના કહેવાથી ઉત્તંક તેમ કરવા લાગ્યા અને પ્રીતિમાન અગ્નિ પણ બાળવાની ઇચ્છાથી અધિક પ્રકાશવા મંડ્યા. પછી હે ભારત ! એના ધમવાથી ત્યાં રોમ (રૂંવાડાં) રૂપ કૂવાઓથી નાગલોકના ભયને ધારણ કરનાર ઘણો ધુમાડો ઉત્પન્ન થયો. હે ભરતકુળના મહારાજ ! તે વધતા મોટા ધૂમાડાથી કશું જણાતું ન હતું. હે જનમેજય ! વાસુકિ વગેરે નાગોનાં ઘરો ધૂમાથી રૂદ્ધ થયેલાં પ્રકાશતાં ન હતાં અને સઘળું ઐરાવતનું સ્થાન હાહાકારવાળું થયું હતું. વળી પર્વતો તથા વનો જેમ ઝાકળથી ઢંકેલાં હોય તેમ ધુંધળાં થયાં હતાં. આ રીતે ધૂમથી રાતાં નેત્રોવાળા, અગ્નિનાં તેજથી તપેલા તેઓ મહાત્મા, ભૃગુપુત્રનો નિશ્ચય જાણવા આવ્યા અને તે અતિ તેજસ્વી મહર્ષિનો નિશ્ચય જાણી ફરતાં નેત્રોવાળા, સર્વ વિધિ પ્રમાણે પૂજા કરવા લાગ્યા. વૃદ્ધ તથા બાળક વગેરે સર્વ નાગ બે હાથ જોડી મસ્તકોથી નમન કરી 'હે ભગવન્ ! પ્રસન્ન થાઓ' એમ કહેવા લાગ્યા અને તે નાગોએ બ્રાહ્મણને પ્રસન્ન કરી, પાદ્ય (પગ ધોવાનું) અને પૂજાના વિધિનું જળ નિવેદન કરી પરમ પૂજેલાં દિવ્ય કુંડળ પાછાં આપ્યાં. પછી નાગોએ પૂજેલા પ્રતાપી ઉત્તંક તે વખતે અગ્નિને પ્રદક્ષિણા કરી ગુરૂના ઘર તરફ ગયા. હે દુઃખ અથવા પાપથી રહિત રાજન્ ! તેણે ત્વરાથી ગૌતમને ઘેર જઇ તે જ વખતે ગુરૂની સ્ત્રીને દિવ્ય કુંડળ આપ્યાં અને હે જનમેજય ! દ્વિજોમાં શ્રેષ્ઠ એવા ઉત્તંકે વાસુકિ વગેરે નાગો સાથે થયેલું સર્વ વૃત્ત ગુરૂને યથાયોગ્ય કહ્યું. આ રીતે હે જન-

મેજય! મહાત્માએ ત્રણ લોકમાં ફરી દિવ્ય એવાં મણિ કુંડળ આણ્યાં હતાં. હે ભરતશ્રેષ્ઠ! તમે મને જે પૂછો છો તે ઉત્તંક મુનિ એવાં સામર્થ્યવાળા ને ઉત્તમ તપથી યુક્ત હતા.

एवं प्रभावः समुनिरुत्तंको भरतर्षभ ।
परेण तपसा युक्तो यन्मां त्वं परिपृच्छसि ॥ ६० ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि अष्टपंचाशत्तमोऽध्यायः ॥ ५८ ॥

## અધ્યાય ૫૯ મો. ગિરનાર થઈ દ્વારકાં.

जनमेजय उवाच—उत्तंकस्य वरं दत्वा गोविन्दो द्विजसत्तम
अत ऊर्ध्वं महाबाहुः किं चकार महायशाः ॥ १ ॥

જનમેજયે પૂછ્યું—હે દ્વિજોમાં શ્રેષ્ઠ (વૈશંપાયન)! ઉત્તંકને વર આપી તે પછી મોટી ભુજાવાળા મહા યશસ્વી ગોવિંદે (કૃષ્ણે) શું કર્યું? વૈશંપાયને કહ્યું—ઉત્તંકને વરદાન આપી કૃષ્ણ સાત્યકિની સાથે શીઘ્ર વેગવાળા મોટા ઘોડાઓથી દ્વારકાં તરફ ચાલ્યા અને પછી સરોવર, નદીઓ, વનો અને પર્વતોને ઓળંગી રમણીય દ્વારકાંપુરી પ્રત્યે આવ્યા. જ્યારે રૈવતનો (ગિરનારનો) ઉત્સવ ચાલતો હતો ત્યારે યુયુધાન (સાત્યકિ) જેને અનુસરનાર છે એવા કમળના સરખાં નેત્રોવાળા કૃષ્ણ ત્યાં આવ્યા. હે પુરુષોમાં શ્રેષ્ઠ! તે વખતે પર્વત પણ જુદાં જુદાં રૂપોવાળા, વિશેષ આશ્ચર્યોવાળા, રત્નમય કોશો (ખજાનાઓ)થી યુક્ત શોભતો હતો: સુવર્ણની માળાઓ, ઉત્તમ પુષ્પો, વસ્ત્રો, કલ્પવૃક્ષો ને સુવર્ણ જેવાં દીપવૃક્ષોથી અત્યંત શોભિત, મોટો પર્વત ગુફા તથા ઝરણાંઓના ભાગોમાં દિવસરૂપ થયેલો હતો. ઘંટાઓ સહિત વિચિત્ર, પતાકાઓથી, શોભતો અને સ્ત્રીઓથી ચોતરફ ભરેલો જાણે ઉત્તમ ગીતવાળો હોય તેમ શોભતો હતો. હે ભરતવંશમાં થયેલા અથવા ભરતખંડમાં થયેલા! જેમ મુનિયોના સમૂહોએ જોવા યોગ્ય મેરૂ પર્વત હોય તેમ મત્ત અને હર્ષિતરૂપવાળાં સ્ત્રી પુરૂષોએ અતિ જોવા લાયક તે હતો. પર્વતના માનારાઓનો શબ્દ આકાશ અથવા સ્વર્ગને સ્પર્શ કરતો હોય તેમ રમત વગેરેમાં આસક્તિથી વ્યાકુલ થયેલા, મદ્ય વગેરેથી બેભાન બનેલા અને ખુશ થતા જનોનાં કૂદવા અને નાચવાથી વ્યાકુળ થયો હતો, તેમ પૃથ્વીને ધારણ કરનાર પર્વત, કિલકિલ શબ્દોથી (કલકલાટથી) મનને હરનાર, હાટ ને બજારવાળો, રમણીય, ભક્ષણ ને ભોજન કરવાના પદાર્થો તથા ક્રીડાનાં સ્થાનકોવાળો હતો. વસ્ત્ર ને માળાઓના સમૂહોથી યુક્ત, વીણા, વેણુ અને મૃદંગવાળો તે મહા પર્વતનો ઉત્સવ દીન, અંધ અને કૃપણ વગેરે જનોને સદા અપાતા સુરા તથા મૈરેયથી મિશ્ર ભક્ષણ કરવાની અને ભોજન કરવાના પદાર્થોએ કરી પરમ કલ્યાણ કરનાર ભાસતો હતો. હે વીર! પુણ્યકારી સ્થાનવાળો પુણ્ય કરનારાઓએ સેવેલો, શૂર યાદવોનો ગિરનારના ઉત્સવમાં થયેલો વિહાર અને ઘરોથી ભજેલો તે પર્વત દેવલોક જેવો શોભતો હતો. તે સમયે હે ભરતશ્રેષ્ઠ! કૃષ્ણના સમીપપણાને પામી તે પર્વતોનાં રાજા ઇંદ્રનાં સ્થાન સરખો લાગતો હતો. આ રીતે સારી પેઠે પૂજાતો તે સુંદર સ્થાન પ્રત્યે પેઠો અને કૃષ્ણ તથા સાત્યકિ પોતાને સ્થાનકે ગયા ને ઘણા કાળના પ્રવાસથી હર્ષયુક્ત મનથી તેમાં

બાણુ અર્જુન ઉપર છોડયું, તેથી અર્જુન ઝટ હાથે ઘાયલ થયા અને મોહથી ગાંડિવ ધનુષને મૂકયું અને તે પૃથ્વીતલે પડયું. આ રીતે હે સમર્થ ! ભરત કુળમાં થયેલા, અર્જુનના હાયથી પડતા ધનુષનું રૂપ ઇંદ્રના ધનુષના સરખું થયું. જ્યારે તે દિવ્ય મહા ધનુષ મહા યુદ્ધમાં પડયું ત્યારે પૃથ્વીપતિ (રાજા) ધૃતવર્મા શબ્દ સહિત હાસ્ય કરવા લાગ્યો. ત્યારે રોષથી પીડેલા, જીતનારા અર્જુને હાથથી રૂધિરને લુછી દિવ્ય ધનુષ લીધું અને બાણોની વૃષ્ટિ ચલાવી. પછી તે સમયે તેનાં કર્મોને વખાણુનારાં, જુદાં જુદાં પ્રકારનાં પ્રાણિયોનો હલહલા શબ્દ, સ્વર્ગને સ્પર્શ કરનાર થયો. તે કાળમાં જીતની પ્રકૃતિવાળા અર્જુનને ક્રોધ પામેલા તથા કાળ, અંતક અને યમની ઉપમા અપાય એવા જોઇ ચોતરફથી આવેલા ત્રિગર્ત્ત દેશના યોદ્ધાઓ સર્વત્ર વિંટી વળ્યા. આ રીતે જ્યારે તેઓ ધૃતવર્માની પૂર્ણતાની ઇચ્છા સારૂ સમીપઆવી નિદ્રાને જીતનારા અર્જુનને ઘેરવા લાગ્યા ત્યારે અર્જુન ક્રોધ પામ્યો અને તેણે ઝટ મહેંદ્રના વજ્રના સરખાં લોઢાનાં ઘણાં બાણોથી તેઓના અઢાર યોદ્ધાઓને માર્યા. વળી તેઓને ભંગાણુ પડેલા જોઇ ત્વરાવાળા, શબ્દ થાય તેમ હસતા અર્જુન સર્પના જેવા આકારવાળાં બાણોથી હણુવા મંડયા અને હે રાજન્! અર્જુનનાં બાણોથી પીડા પામેલા તે સર્વ ત્રિગર્ત્તના મહારથિઓ ભગ્ન મનવાળા થઇ દિશાઓ તરફ દોડવા લાગ્યા તથા સંશપ્તક યોદ્ધાઓને હણુનારા, ઉત્તમ પુરૂષ અર્જુનને કહેવા લાગ્યા કે અમે સર્વ તમારા દાસ છીયે અને સર્વ તમને વશ છીયે માટે હે કૌરવપુત્ર ! હે કુંતીપુત્ર ! નમ્ર, ઉભેલા દાસ એવા અમોને આજ્ઞા કરો, અમે તમારૂં સઘળું પ્રિય કરશું, આ તેઓનું વચન સાભળી અર્જુને તે સર્વને કહ્યું—હે નૃપો ! (રાજાઓ) જીવિતની રક્ષા કરો અને આજ્ઞા ગ્રહણુ કરો.

एतदाज्ञाय वचनं सर्वास्तानब्रवीत्तदा ।
जीवितं रक्षतनृपाः शासनं प्रतिगृह्यताम् ॥ ३४ ॥

**इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि चतुःसप्ततितमोऽध्यायः ॥ ७४ ॥**



## અધ્યાય ૭૫ મો. પ્રાગજ્યોતિષપુર આગળ યુદ્ધ.

**वैशम्पायन उवाच—प्राग्ज्योतिषमथाभ्येत्य व्यचरत्सहयोत्तमः ।**
**भगदत्तात्मजस्तत्र निर्ययौ रणकर्कशः ॥ १ ॥**

વૈશંપાયને કહ્યું—પછી ઉત્તમ ઘોડો પ્રાગ્જ્યોતિષ પુરની પાસે આવી ફરવા લાગ્યો, ત્યાં યુદ્ધમાં ઉગ્ર એવો ભગદત્ત રાજાનો પુત્ર લડવા નિકળ્યો અને હે ભરતશ્રેષ્ઠ ! તે પૃથ્વીપતિ ( રાજા ) વજ્રદત્ત પાંડુના પુત્રના ઘોડાને પોતાના દેશના અંત (છેડાના) ભાગમાં આવેલો જોઇ યુદ્ધ કરવા લાગ્યો. આ રીતે ભગદત્તનો પુત્ર વજ્રદત્ત નગરથી નિકળ્યો અને આવતા ઘોડાને ખેંચી નગરની સમીપ ચાલ્યો. તેને જતો જાણી તે વખતે કુરૂઓમાં શ્રેષ્ઠ એવા મહાભુજ અર્જુન ઝટ ગાંડિવ ધનુષને હલાવતા વેગથી દોડયા. તે વખતે ગાંડિવથી છૂટેલાં બાણોથી મોહ પામેલો તે શૂર રાજા ઘોડાને તજી કુંતી પુત્રના તરફ દોડયો અને ફરી નગરમાં આવી સજ્જ થયેલો, યુદ્ધમાં ઉગ્ર એવો તે ઉત્તમ રાજા શ્રેષ્ઠ હાથી ઉપર બેસી બહાર નિકળ્યો. પછી મસ્તક ઉપર ધરાતાં ધોળાં છત્રથી અને ઢળતાં એવાં ધોળાં ચમરથી યુક્ત એવો તે મહારથિ પાંડવોના મહારથિ કુંતી પુત્ર અર્જુનની પાસે આવી અજાણપણાથી

તથા મોહથી તેને યુદ્ધ સારૂ બોલાવવા લાગ્યો અને ક્રોધ પામેલા તે રાજાએ મદને ઝરનાર જેના ગંડસ્થલનો અગ્ર ભાગ છે એવા, પર્વત સરખા શત્રુના હાથીને નિવારણ કરનારા, જળને ઝરનારા મોટા મેઘ સરખા શાસ્ત્રની વિધિ પ્રમાણે કલ્પેલા, યુદ્ધમાં નજીક મરણને લીધે દુષ્ટ બુદ્ધિવાળા અને યુદ્ધ વિષે જેનો દુષ્ટ મદ છે એવા હાથીને શ્વેત ઘોડાવાળા અર્જુન તરફ મોકલ્યો. આ રીતે તે રાજાએ પ્રેરણા કરાતો, મહા બળવાન હાથી તે વખતે અંકુશથી જાણે આકાશમાં ઉડનાર હોય તેમ શોભવા લાગ્યો. હે ભારત રાજન્ ! તેને આવતો જોઈ ક્રોધ પામેલા ધનંજય (અર્જુન) ભૂમિ ઉપર રહેલા છતાં હાથી ઉપર રહેલાને યુદ્ધ કરાવવા લાગ્યા. પછી ક્રોધ પામેલા વજ્રદત્તે ઝટ અર્જુનની ઉપર પતંગીઆ અથવા તીડોની પેઠે વેગવાળા અગ્નિ સરખા તોમર નાંખ્યા. તે જ વખતે અર્જુને ગાંડીવ ધનુષથી થયેલાં, આકાશમાં જનારાં બાણોથી પોતાની પાસે ન આવેલા તોમરોને અદ્ધરજ બે કડકા ત્રણ કડકા કરી કાપી નાંખ્યા. તે રીતે તે તોમરોને કાપેલા જોઇ ત્વરાથી ભગદત્તનો પુત્ર છૂટાં બાણો પાંડવ અર્જુન ઉપર મૂકવા લાગ્યો. ત્યારે અર્જુન પણ ક્રોધવાન્ થઇ અતિ ઉતાવળથી સુવર્ણના અગ્રવાળાં આડાં જનારાં બાણોને ભગદત્તના પુત્ર તરફ ફેંકવા લાગ્યા. તે બાણોથી વિંધેલો અને મહા યુદ્ધમાં અતિ ઘાયલ થયેલો મહા તેજસ્વી વજ્રદત્ત પૃથ્વી ઉપર પડયો. પણ સ્મરણે તેને તજ્યો નહિ ( પણ એની સ્મરણ શક્તિ નાશ પામી નહિ), તેથી ફરી તેણે યુદ્ધમાં ઉત્તમ હાથીને છોડી વ્યગ્ર થયા વિના જયની ઇચ્છાથી અર્જુન તરફ મોકલ્યો, ત્યારે ક્રોધ પામેલા અર્જુને કાંચળી વગરના સર્પની ઉપમા અપાય એવાં, અને બળતા અગ્નિનાં બાણો નાંખ્યાં. તેઓએ વિંધેલો રૂધિરને સ્રવતો તે મોટો હાથી તે વખતે જેમ બહુ સરવાણીવાળા, ગેરૂની યુક્ત જળને ઝરનાર પર્વત શોભે તેમ શોભવા લાગ્યો.

सतैर्विद्धो महानागो विस्रवन् रुधिरं बभौ ।
गैरिकाक्तमिवाम्भोद्रिर्बहुप्रस्रवणं तदा ॥ २० ॥

**इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि पञ्चसप्ततितमोऽध्यायः ॥ ७५ ॥**



## અધ્યાય ૭૬ મો. વજ્રદત્ત સાથે યુદ્ધ.

वैशंपायन उवाच—एवं त्रिरात्रमभवत्तद्युद्धं भरतर्षभ ।
अर्जुनस्य नरेन्द्रेण वृत्रेणेव शतक्रतोः ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે ભરતશ્રેષ્ઠ! એ રીતે જેમ સો યજ્ઞવાળા ઈંદ્રનું વૃત્રાસુરની સાથે યુદ્ધ થાય તેમ અર્જુનનું નરપતિ ( રાજા )ની સાથે ત્રણ રાત્રિ સુધી તુમુલ યુદ્ધ થયું. પછી ચોથે દિવસે મહા બળવાન વજ્રદત્ત, શબ્દ સહિત હાસ્ય કરી હસવા લાગ્યો અને આ વાકય બોલ્યો—હે અર્જુન! હે અર્જુન ! ઉભા રહો, મારાથી જીવતા છૂટશો નહીં, હું તમને હણી વિધિ પ્રમાણે પિતાને જળ અર્પણ કરીશ. તમે પિતાના મિત્ર, મારા વૃદ્ધ પિતા ભગદત્તને હણ્યા, એ મારા પિતા વૃદ્ધ હતા પણ આજ હું જે બાળક છું તેને યુદ્ધ કરાવો. આ પ્રમાણે કહી ક્રોધ પામેલા ભગદત્તે હે કૌરવ ! પોતાનાહાથીને પાંડવ તરફ હાક્યો.

આ રીતે બુદ્ધિમાન્ વજ્રદત્તે હાંકેલો હાથી આકાશમાં ઉડતો હોય તેમ પાંડવની સામે દોડયો અને જેમ જળને આપનાર મેઘ નીલ પર્વતને ભીંજવે તેમ તે હસ્તિ પણ સુંઢના અગ્રભાગથી નાંખેલા છાંટાથી નિદ્રાને જીતનારા અર્જુનને ભિંજવવા લાગ્યો. આ રીતે તે રાજાએ મોકલેલા મેઘની પેઠે વારંવાર મુખના આડંબરવાળો તીણા શબ્દોથી ગર્જના કરતો તે હાથી અર્જુનની તરફ દોડયો. હે રાજન્! વજ્રદત્તે મોકલેલો તે મોટો હાથી નૃત્ય કરતો હોય તેમ શીઘ્ર કૌરવોના મહારથિ અર્જુન સામે આવ્યો. આ રીતે વજ્રદત્તના તે હાથીને આવતો જોઇ ગાંડીવનો આશ્રય કરી બળવાન, શત્રુને હણનાર પાંડવ કંપ્યા નહિ અને હે ભારત! તે રાજાનાં પ્રથમનાં મોટા વૈરને તથા કાર્યનાં વિઘ્નને સંભારી (વિચારી) ક્રોધ પામ્યા. પછી તે વખતે ક્રોધ પામેલા પાંડવ બાણના સમૂહથી તે હાથીને જેમ કાંઠો મગરના સ્થાનરૂપ સમુદ્રને ઠેલે તેમ નિવારવા લાગ્યા. આ પ્રમાણે અર્જુને નિવારેલા બાણોએ વિંધેલા અંગવાળો, તે શોભિત ઉત્તમ હાથી જે રીતે પિંછાંથી વિંધેલી શાહુડી ઉભી રહે તે રીતે ઉભો રહ્યો અને હાથીને નિવારેલો જોઇ રાજા ભગદત્તનો પુત્ર, તીક્ષ્ણ બાણો ફેંકવા મંડયો; અને અર્જુન ક્રોધથી વ્યાપ્ત થયા તથા મહાભુજ અર્જુને શત્રુને હણનારાં બાણોથી તે બાણોને વાર્યાં તે કર્મ આશ્ચર્ય જેવું થયું. તે સમયે ફરી ક્રોધ પામી પ્રાગ્જ્યોતિષના અધિપતિ રાજાએ બળવાન પર્વતની ઉપમા અપાય એવા મોટા હાથીને ઉશ્કેર્યો, તેને જોરથી આવતો જોઇ ઇંદ્રના પુત્ર અર્જુને હાથીની તરફ અગ્નિના સરખું નારાચ (બાણ) નાંખ્યું. તેથી મર્મસ્થાનોમાં અતિ ઘવાએલો તે હાથી વજ્રથી ઘાયલ થયેલા પર્વતની પેઠે તત્કાળ ભૂમિ ઉપર પડયો. આ રીતે અર્જુનના બાણે હણેલો, પડતો એવો તે હાથી, વજ્રથી પીડા પામી, પૃથ્વી ઉપર પડતા મોટા પર્વતના સરખો શોભવા લાગ્યો. જ્યારે વજ્રદત્તનો તે હસ્તિ પડયો ત્યારે ભૂમિ વિષે રહેલા તે રાજાને અર્જુને 'તમારે બીવું નહિ' એમ કહ્યું; કારણ કે પ્રયાણ વખતે મને મહા તેજસ્વી યુધિષ્ઠિરે કહ્યું છે કે—હે ધનંજય! તારે કોઇ રીતે પણ રાજાઓને હણવા નહિ. વળી હે નરશ્રેષ્ઠ! આમ કરવાથી આ સઘળું કાર્ય થશે, તેમ હે ધનંજય! તારે યુદ્ધમાં યોદ્ધાઓને પણ હણવા નહિ અને સર્વ રાજાઓને કહેવું કે તમે સ્નેહિજનો સાથે યુધિષ્ઠિરના અશ્વમેધનો અનુભવ કરો. આ રીતે ભાઇનું વચન મને માન્ય છે તેથી હે નરાધિપ! તમને હણતો નથી. હે પૃથ્વીના ઇશ્વર! ઉભા થાઓ તમને ભય નથી માટે કલ્યાણવાળા સુખથી જાઓ, હે મહારાજ! જ્યારે બુદ્ધિમાન્ ધર્મરાજનો અશ્વમેધ થાય ત્યારે આવતી ચૈત્ર માસની પૂર્ણિમાને દિવસે આવજો. આ પ્રમાણે પાંડવ અર્જુને કહેલા તથા જીતેલા, તે રાજા ભગદત્તનો પુત્ર 'તમે કહો છો તેમજ કરીશ' એમ વાકય બોલ્યો.

एवमुक्तः स राजा तु भगदत्तात्मजस्तदा ।

तथेत्येवाब्रवीद्वाक्यं पाण्डवेनाभिनिर्जितः ॥ २६ ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि षट्सप्ततितमो ऽध्यायः ॥ ७६ ॥

## અધ્યાય ૭૭ મો. સિંધુ દેશમાં ઘોડો બંધાયો.

**वैशंपायन उवाच—सैन्धवैरभवद्युद्धं ततस्तस्य किरीटिनः ।**
**हतशेषैर्महाराज हतानां च सुतैरपि ॥ १ ॥**

વૈશંપાયને કહ્યું—હે મહારાજ! તે પછી મુગટવાળા અર્જુનનું યુદ્ધ હણેલાઓથી શેષ રહેલા હણેલાઓના પુત્ર એવા, સિંધુ દેશના યોદ્ધાઓ સાથે થયું. તે રાજાઓ દેશમાં આવેલા શ્વેત વાહનવાળા પાંડવ શ્રેષ્ઠ અર્જુનને સાંભળી તેને ન સહન કરતા સામા ગયા અને વિષની ઉપમાવાળા તેઓએ દેશના અંતભાગમાં આવેલા ઘોડાને ધારી ભીમસેનથી ન્હાના કુંતીપુત્ર અર્જુનથી ભય ધારણ કર્યો નહિ તથા તેઓ યજ્ઞના ઘોડાની સમીપ પગપાળા રહેલા ધનુષ જેના હાથમાં છે એવા અર્જુનની પાસે ગયા. પછી મહા પરાક્રમી નરશ્રેષ્ઠ અર્જુનને જીતવાને ઇચ્છનારા અને પૂર્વે યુદ્ધમાં હારેલા તે રાજાઓ તેને વિંટી વળ્યા તથા તે વખતે વિવિધ નામ, ગોત્ર, અને કર્મોને પણ કહેતા એવા તેઓ બાણોની વૃષ્ટિથી કુંતીપુત્ર અર્જુનને ઢાંકવા લાગ્યા. આ રીતે હાથીને હઠાવનારા, બાણોના સમૂહોને ફેંકતા અને યુદ્ધમાં જયને ઇચ્છતા એવા તેઓ કુંતીના પુત્રને ઘેરી ઉભા રહ્યા. રથમાં બેઠેલા તે સર્વ શૂરાઓ કૃષ્ણ (અર્જુન)ને યુદ્ધમાં ઉગ્ર કર્મવાન જોઇ પાયદળ એવા અર્જુન સામે યુદ્ધ કરવા લાગ્યા. તેઓ નિવાત કવચ દૈત્યોના અંતને કરનારા, સંશપ્તક યોદ્ધાઓને હણનારા, ને સિંધુ દેશના રાજાને મારનારા શૂર પ્રત્યે પ્રહાર કરવા લાગ્યા. પછી હજાર રથથી અને દશહજાર ઘોડાથી અર્જુનને કોષ્ઠરૂપ કરી પ્રસન્ન મનવાળા થયા. તેમ હે કૌરવ! પૂર્વે યુદ્ધમાં અર્જુને કરેલા સિંધુદેશના રાજા જયદ્રથના વધને સંભારતા શૂરાઓ સર્વ, મેઘની પેઠે તે વખતે યુદ્ધમાં બાણ વૃષ્ટિ કરવા લાગ્યા અને તે બાણોએ વિંટેલા, કુંતીપુત્ર અર્જુન જેમ વાદળો માંહે સૂર્ય શોભે તેમ શોભતા હતા. વળી હે ભારત! બાણોએ ઢાંકેલા તે શ્રેષ્ઠ પાંડવ પાંજરાની મધ્યમાં ફરનારા પક્ષિની પેઠે પ્રકાશતા હતા. હે રાજન્! જ્યારે કુંતીપુત્ર બાણુથી પીડિત થયા ત્યારે સઘળું જગત્ હાહાકાર કરવા લાગ્યું અને સૂર્ય કાંતિ રહિત થયો. પછી હે મહારાજ! રૂંવાંને હર્ષ પમાડનાર વાયુ વાવા લાગ્યો અને એકજ વખતે રાહુ સૂર્ય તથા ચંદ્રને ગળ્યા (ગ્રહણ કર્યા—ગ્રસ્યા). ચોતરફથી પડતી ઉલ્કાઓ સૂર્યને ઢાંકવા લાગી. હે રાજન્! મહા પર્વત કૈલાસને કંપ થવા લાગ્યો. દુઃખ ને શોકવાળા અને જેઓને ત્રાસ થયેલો છે એવા સપ્ત ઋષિયો તથા દેવ ઋષિઓ અતિ ઉષ્ણ શ્વાસ નાંખવા લાગ્યા. ચંદ્રમાનું મંડળ ઝટ સસલાને ભેદી પડવા લાગ્યું. સર્વ દિશાઓ પણ ધૂમથી આકુળ થઇ. ગર્દભના સરખા રંગ અને રાતા રંગ સરખા ધનુષવાળા તથા વિજળી સહિત એવા મેઘ ગગનને ઢાંકી માંસ ને રૂધિર વર્ષવા લાગ્યા. હે ભરતશ્રેષ્ઠ! જ્યારે શૂર, અર્જુન બાણુની વૃષ્ટિથી વિંટાયા ત્યારે આ પ્રમાણે થયું તે આશ્ચર્ય સરખું બન્યું. આ રીતે ચોતરફથી બાણોના સમૂહે વિંટેલા અર્જુનના હાથથી મોહ થકી ગાંડીવ ધનુષ અને હાથનો મોજો પડી ગયો. જ્યારે તે મહારથી મોહ પામ્યા તથા ધીરજ રહિત થયા ત્યારે સિંધુદેશના યોદ્ધાઓ શીઘ્ર બાણુના સમૂહ નાંખવા લાગ્યા. તે વખતે કુંતીપુત્રને મોહ પામેલા જાણી સર્વ, ભય પામેલા મનવાળા દેવતાઓ તેની શાંતિ કરનાર થયા તથા સર્વ દેવઋષિ, બ્રહ્મઋષિ અને સપ્તર્ષિઓ બુદ્ધિમાન્ કુંતીપુત્રના જયનો જપ કરવા લાગ્યા. પછી હે પૃથ્વીના અધિપતિ! દેવોએ કુંતીપુત્રના તેજને પ્રકાશિત કર્યું. ત્યારે બુદ્ધિમાન્ ઉત્તમ અસ્ત્રોને જાણનાર તે યુદ્ધમાં

પર્વતની પેઠે ઉભા રહ્યા અને કૌરવ પુત્ર અર્જુન તે વખતે દિવ્ય ધનુષ ખેંચવા લાગ્યા, વારંવાર યંત્રના જેવો તેનો મોટો શબ્દ યુદ્ધમાં થવા માંડ્યો. પછી તે સમર્થ કુંતીપુત્ર જે રીતે ઇંદ્ર વૃષ્ટિઓ કરે તે રીતે ધનુષથી શત્રુઓ તરફ બાણુ વૃષ્ટિઓ વર્ષવા લાગ્યા, ત્યારે જેમ પતંગોથી ઘેરાએલાં વૃક્ષો દેખાય નહિ તેમ બાણોએ છવાઇ ગયેલા, રાજા સહિત તે સઘળા સિંધુદેશના યોદ્ધાઓ દેખાતા ન હતા. તેના શબ્દથી સિંધુદેશના લડવૈયા ત્રાસ પામતા, ભયથી પીડા પામેલા ભાગતા શોકથી પીડાતા, આંસુ પાડતા અને શોક કરતા હતા. હે રાજન્ ! ઉંબાડીઆના ચક્રની પેઠે તે સર્વ સિંધુદેશના યોદ્ધાઓ તરફ નરશ્રેષ્ઠ બળવાન એવા અર્જુન ફરતા હતા અને બાણુના સમૂહોથી પીડતા હતો. આ રીતે વજ્રને ધારણ કરનાર મહેંદ્રનીજાળ સરખા બાણોના સમૂહને ફેંકી બાણોની વૃષ્ટિઓથી વાદળોના સમૂહ સરખાં સૈન્યને ભેદી જેમ શરદઋતુમાં દિવસને કરનાર સૂર્ય શોભે તેમ શોભવા લાગ્યા.

**मेघजालनिभं सैन्यं विदार्य शरवृष्टिभिः ।**
**विबभौ कौरवश्रेष्ठः शरदीव दिवाकरः ॥ ३२ ॥**

**इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनुगीतायां सप्तसप्ततितमो ऽध्याय॥ ७७ ॥**



## અધ્યાય ૭૮ મો. અર્જુનની દૃઢતા.

**वैशम्पायन उवाच—ततो गाण्डीवभृच्छूरो युद्धाय समुपस्थितः ।**
**विबभौ युधि दुर्धर्षो हिमवानचलो यथा ॥ १ ॥**

વૈશંપાયને કહ્યું—પછી યુદ્ધ સારૂ ઉભા રહેલા, ગાંડીવ ધનુષને ધાણુ કરનાર, શૂર અને યુદ્ધમાં દુઃખે હઠાવાય એવા અર્જુન હિમાલયની પેઠે અચળ ( ખસે નહિ એવા ) થઇ ઉભા. હે ભારત ! પાછા લડવાના નિશ્ચયથી ઉભા રહેલા, અતિ કોપેલા, સિંધુ દેશના યોદ્ધાઓ બાણુની વૃષ્ટિઓ કરવા મંડ્યા. ફરીને પણુ ઉભા રહેલા, મરવાને ઇચ્છનારા તેઓને હસી મહાભુજ કુંતીપુત્ર શુભ વાણીથી કહેવા લાગ્યા. તમે પરમ શક્તિથી યુદ્ધ કરો તથા મારા જય સારૂ યત્ન કરો અને સર્વ કાર્યો કરો, પણુ તમને જરૂર મોટો ભય આવેલો છે. હું આ બાણુરૂપ જાળને હઠાવી સર્વ સામો લડનાર છું માટે યુદ્ધના મનવાળા ઉભા રહો, હું તમારા ગર્વને શાંત કરનાર છું. એટલું કહી તે વખતે રીસથી ગાંડીવને ધારણુ કરનાર કૌરવ થયા પણુ પછી હે ભારત ! હે તાત ! મહાત્મા ધર્મરાજાએ જે કહ્યું હતું કે તમારે જીતવાને ઇચ્છનારા ક્ષત્રિયોને યુદ્ધમાં હણુવા નહિ પણુ જીતવા. એ રીતે કહેલા મોટાભાઇનાં વચનને સંભારી ધર્મને જાણુનાર પુરૂષ શ્રેષ્ઠ અર્જુન વિચારવા લાગ્યા કે રાજાએ આવું મને કહ્યું છે કે તમારે રાજાઓને હણુવા નહિ. આ ધર્મરાજનું શુભ વચન છે તે કેમ ખોટું ન થાય તથા રાજાઓ શી રીતે ન હણાય અને રાજાની આજ્ઞા મેં પાળેલી ગણાય ? આ પ્રમાણે વિચાર કરી પુરૂષોમાં શ્રેષ્ઠ અર્જુન યુદ્ધમાં દુષ્ટ મદવાળા, ઉભા રહેલા સિંધુ ( સિંધ ) દેશના યોદ્ધાને કહેવા લાગ્યા કે આ તમારી હિંસા નથી પણુ શ્રેય કહું છું, કે જે યુદ્ધમાં હું તમારો છું એમ કહેશે તે પરાજય ( હાર ) વાળો છે માટે આ મારૂં વચન સાંભળી તમે પોતાનું હિત કરો. આથી બીજી રીતે કરવાથી મેં પીડેલા દુઃખ પા-

મનાર થશો. આ રીતે તે શૂરાઓને કહી અતિ ક્રોધ પામેલા, કુરૂશ્રેષ્ઠ અર્જુન ક્રોધ પામેલા, જીતવાને ઇચ્છનારા તે યોદ્ધાઓ સાથે યુદ્ધ કરવા લાગ્યા; તેમ તે વખતે હે રાજન્! સિંધના યોદ્ધાઓ ગાંડીવ ધનુષવાળા અર્જુન ઉપર લાખો, કરોડો નમેલ પર્વવાળાં બાણો નાંખવા લાગ્યા. અર્જુન પ્રચંડ ધનુષ્યથી છૂટતાં, ક્રૂર, સર્પના ઝેર જેવાં બાણોને મધ્યમાંજ (અધવચજ) કાપવા લાગ્યા. આ રીતે તાકીદથી શિલા સરખાં તીક્ષ્ણ તે કંકપક્ષિનાં પિંછાંવાળાં બાણોને કાપી યુદ્ધમાં તીક્ષ્ણ બાણોથી એઓમાંના એકે એકને ભેદ્યા, ત્યારે પાછા સિંધુ દેશના રાજાઓ જયદ્રથને હણેલો યાદ કરી પ્રાસ અને શક્તિઓને અર્જુન તરફ ફેંકવા લાગ્યા, પણ મહા બળવાન મુકુટવાળા અર્જુને તેઓનો સંકલ્પ (વિચાર) નિષ્ફળ કર્યો અને તે વખતે પાંડવે તે સર્વને અધવચ કાપી મોટો શબ્દ કર્યો તથા અતિ યત્ન કરનારા, જયને ઇચ્છનારા યોદ્ધાઓનાં મસ્તકોને નમેલ અગ્રવાળાં ભાલાંઓથી પાડ્યાં. આથી નજીક ભાગતા દૂર દોડતા અને પાછા વળતા તે યોદ્ધાઓનો શબ્દ પૂર્ણ મહાસાગરના જેવો થવા લાગ્યો. આ રીતે તે સમયે ઘણાં તેજવાળા કુંતીપુત્ર અર્જુને વધ કરાતા તેઓ બળ પ્રમાણે અને ઉત્સાહ પ્રમાણે અર્જુનને યુદ્ધ કરાવતા હતા. પછી યુદ્ધમાં અર્જુને નમેલ અગ્રભાગવાળાં બાણોથી ગ્લાનિ પામેલા, વાહન અને સૈનિકોવાળા અતિ ઘણા યોદ્ધાઓને સંજ્ઞા (ભાન) રહિત કર્યા. આ રીતે તેઓ સર્વને અતિ ગ્લાનિવાળા જાણી ધૃતરાષ્ટ્રની પુત્રી દુઃશલા પોતાના પુત્રના પુત્ર અને સુરથના પુત્ર એવા શૂર બાળકને લઇ ચાલી અને તે વખતે રથમાં બેસી આવી. પછી સર્વ યોદ્ધાઓની શાંતિ સારૂ પાંડવ અર્જુન પાસે ગઇ અને અર્જુનને મળી પીડિત સ્વરથી રૂદન કરવા લાગી. આ રીતે તેને આવેલી જોઇ સમર્થ એવા અર્જુને ધનુષને તજ્યું તથા બેનને વિધિ પ્રમાણે કહ્યું કે શું કરૂં? આ સાંભળી તેણે તેને જવાબ આપ્યો–હે ભરતશ્રેષ્ઠ! આ તમારા ભાણેજનો બાળકપુત્ર તમને ચરણમાં વંદન કરે છે માટે હે પુરૂષ શ્રેષ્ઠ કુંતીપુત્ર! તેને જુઓ. આ રીતે કહેતાં અર્જુન તેના પિતાને (પિતાની ખબર) પૂછવા લાગ્યા કે એ ક્યાં છે? આ સાંભળ્યા પછી દુઃશલાએ આવું વાક્ય કહ્યું કે શૂર એવો આનો પિતા પિતાના શોકથી સંતાપ પામી તથા ખેદથી પીડા પામી મરણ પામ્યો તે મારાથી સાંભળો. હે પાપ અથવા દુઃખરહિત! પૂર્વે યુદ્ધમાં તમે હણેલા પોતાના પિતા (જયદ્રથ) ને સાંભળી પછી ઘોડાને અનુસરનારા યુદ્ધ માટે તમને આવેલા સાંભળી હે ધનંજય! પિતાના દુઃખથી પીડા પામેલા તેણે પ્રાણ તજ્યા. હે પાપ અથવા દુઃખથી રહિત! 'અર્જુન આવ્યા' એમ તમારૂં નામ સાંભળીનેજ ખેદથી પીડા પામેલો મારો પુત્ર, પૃથ્વી ઉપર પડ્યો અને મરણ પામ્યો. આ રીતે ત્યાં તેને પડેલો જોઇ હે સમર્થ! ત્યાંથી તેના પુત્રને લઇ આજ શરણને ઇચ્છનાર હું તમારી પાસે આવી છું. આ પ્રમાણે કહી ધૃતરાષ્ટ્રની પુત્રીએ પીડિત સ્વર કાઢ્યો અને દીન એવી તે દીન, ઉભા રહેલા, નીચું કરેલ મુખવાળા એવા કુંતીના પુત્રને કહેવા લાગી કે હે ધર્મને જાણનાર! કુરૂના કુળને ધારણ કરનાર! બેનને તથા ભાણેજના પુત્રને જુવો અને તે કુરૂના રાજા દુર્યોધનને તથા મંદ એવા જયદ્રથને યાદ કર્યા વિના ક્ષમા કરવા યોગ્ય છો. હે નરશ્રેષ્ઠ! જેમ શત્રુના શૂરને હણનાર પરિક્ષિત અભિમન્યુથી થયેલા છે તેમ આ મારો મહાભુજ પૌત્ર સુરથથી થયેલો છે તેને લઇ હું તમારી પાસે આવેલી છું. વળી હે મહાભુજ! આ મારૂં વચન સાંભળો—સર્વ યોદ્ધાઓની શાંતિ સારૂ આ તે મંદ (મૂર્ખ)નો પુત્ર આવેલો છે માટે આ બાળકની ઉપર તમે કૃપા કરવા

યોગ્ય છો. હે શત્રુને દમનાર! આ (બાળક) મસ્તકવડે તમને નમી શાંતિને અર્થે તમારી પાસે ક્ષમા માગે છે. હે મહાભુજ ધનંજય (અર્જુન)! શાંતિ પામો; તેથી હે કુંતીપુત્ર! જેનો બંધુ નાશ પામેલો છે એવા કશું પણ ન જાણનારા બાળકની ઉપર કૃપા કરો. વળી હે ધર્મને જાણનાર! ક્રોધ વશ થાઓ માં. અતિ અપરાધવાળા, અનાર્ય (દુર્જન) અને ક્રૂર એવા આના પિતામહ (દાદા)ને ભૂલી જઇ આપ કૃપા કરવા યોગ્ય છો. આ રીતે કરુણા ઉપજાવનારૂં જ્યારે દુઃશલા બોલ્યાં ત્યારે અર્જુન દેવી ગાંધારીને તથા રાજા ધૃતરાષ્ટ્રને સંભારી દુઃખ ને શોકથી પીડા પામી ક્ષત્રિયના ધર્મને નિંદવા લાગ્યા કે જે ક્ષત્રિયના ધર્મકાજે મેં સર્વ બાંધવોને યમના સ્થાનમાં પહોંચાડ્યા. આ રીતે બહુ શાંત વગેરે કહી અર્જુને કૃપા કરી અને તેને મળી પ્રસન્ન થઇ ઘર તરફ મોકલી. સુંદર મુખવાળી દુઃશલા પણ કુંતીપુત્ર અર્જુનને વખાણી યોદ્ધાઓને મોટાં યુદ્ધથી નિવારી ઘર તરફ ગઇ. આની રીતે સિંધુદેશના શૂરાઓને જીતી અર્જુન ઇચ્છા પ્રમાણે ફરનારા દોડતા એવા ઘોડાની પાછળ દોડ્યા. પછી જેમ આકાશમાં પિનાકધારી દેવ (શંકર) મૃગની પાછળ જાય તેમ શૂર વિધિ પ્રમાણે યજ્ઞના ઘોડાને અનુસરવા લાગ્યા અને ઘોડો કુંતીના પુત્રનાં કર્મને વધારતો ઇચ્છા પ્રમાણે તથા ક્રમ પ્રમાણે તે તે દેશો પ્રત્યે ફરવા મંડ્યો. હે પુરૂષોમાં શ્રેષ્ઠ! આ રીતે ક્રમે કરી ફરતો એવો તે ઘોડો પાંડવ સહિત મણિપૂર પતિના દેશ સમીપ આવ્યો.

क्रमेण सहयस्त्वेवं विचरन्पुरुपर्षभ ।
मणिपूरपतेर्देशमुपायात्सहपाण्डवः ॥ ४९ ॥

**इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि सं० अष्टसप्ततितमोऽध्यायः ॥ ७८ ॥**

## અધ્યાય ૭૯ મો. બભ્રુવાહન ને અર્જુન.

**વૈશંપાયન ઉવાચ**—श्रुत्वा तु नृपतिः प्राप्तं पितरं बभ्रुवाहनः ।
निर्ययौ विनयेनाथ ब्राह्मणार्थपुरःसरः ।

વૈશંપાયને કહ્યું—પિતાને આવેલા સાંભળ્યા પછી બ્રાહ્મણોનો અર્થ જેની આગળ જનાર છે એવો રાજા બભ્રુવાહન નગરથી બહાર નિકળ્યો પણ ક્ષત્રિયના ધર્મને સંભારી ધારણા યુક્ત બુદ્ધિવાળા ધનંજયે એ રીતે આવતા મણિપુરના પતિને વખાણ્યો નહિ અને તે વખતે ધર્માત્મા ક્રોધ સહિત અર્જુન બોલ્યા કે આ તમારી ક્રિયા યોગ્ય નથી. તમે ક્ષત્રિયના ધર્મથી બહાર છો. હે પુત્ર! પોતાના દેશના અંતમાં આવેલા, રક્ષા કરાતા, યુધિષ્ઠિરના યજ્ઞના ઘોડાને જોઇ શા વિચારે યુદ્ધ કરતા નથી? જે તમે મને યુદ્ધ માટે આવેલાને શાંતિથીજ સામા આવો છો માટે ક્ષત્રિયના ધર્મથી બહિષ્કૃત કરેલા અતિ દુષ્ટ બુદ્ધિવાળા તમોને ધિક્કાર થાઓ, જે તમે યથાયોગ્ય આવેલો હું છું તેને શાંતિથી સ્ત્રીની પેઠે મળો છો માટે અહિં જીવતાં તમારાથી કાંઇ પણ પુરૂષાર્થ થવાનો નથી. હે અતિ દુષ્ટ બુદ્ધિવાળા! જો હું શસ્ત્ર તજી તમારા તરફ આવું તો હે નરોમાં અધમ! આ તમારી પ્રક્રિયા (વર્તણુક) યોગ્ય થાય. આ પ્રમાણે ભર્તાએ તેને કહેલું જાણી સહન ન કરનારી નાગની

પુત્રી ઉલૂપી પૃથ્વીને ભેદી સમીપ આવી. તે વખતે હે પ્રભુ! તેણે યુદ્ધને ઇચ્છનારા પિતાએ વારંવાર તરછોડતા નીચું મુખ કરી વિચાર કરતા પુત્રને જોયો. સુંદર અંગોવાળી તે નાગપુત્રી ઉલૂપી ધર્મ યુક્ત વચન ધર્મ કુશલ પુત્રને કહેવા લાગી. હે પુત્ર! તમે મને તમારી માતા, નાગની પુત્રી ઉલૂપી જાણો તથા મારૂં વચન પાળો, તમને ઉત્તમ ધર્મ થશે. તમે યુદ્ધમાં દુર્મદ (છકેલા) એવા કુરૂશ્રેષ્ઠ આ તમારા પિતા સામે યુદ્ધ કરો, એ રીતે પ્રસન્ન થશે એમાં સંશય નથી. આ રીતે હે ભરતશ્રેષ્ઠ! માતાએ દુર્વિચારવાળો કરેલો તે, મહા તેજસ્વી રાજા બભ્રુવાહન યુદ્ધ સારૂ યત્ન કરવા લાગ્યો અને શ્રીમાન એવો તે સુવર્ણનું કવચ તથા કાંતિવાળો મસ્તકને રક્ષા કરનાર ટોપ ધારણ કરી સો ભાથાથી સંબંધવાળા સર્વ સાધનોથી યુક્ત મનના સરખા વેગવાળા ઘોડાઓથી યુક્ત, ચક્રરૂપ સામાનવાળા તથા સુવર્ણનાં પાત્રોથી શોભિત રથ ઉપર ચઢયો. તે રાજા બભ્રુવાહન પરમ પૂજેલા ધ્વજને તથા સુવર્ણમય સિંહને ઉંચો કરી કુંતીપુત્રને મનમાં ધારી ચાલ્યો. પછી શૂર બભ્રુવાહને કુંતીપુત્રે સાચવેલા યજ્ઞના ઘોડાની પાસે જઇ ઘોડાની શિક્ષામાં કુશળ પુરૂષોથી ગ્રહણ કરાવ્યો. આ રીતે ઘોડાને પકડેલો જોઇ પ્રસન્ન મનવાળા વીર અર્જુન ભૂમિ વિષે રહેલા છતાં યુદ્ધમાં રથમાં રહેલા પુત્રને વારવા મંડયા અને ત્યાં રાજા તે શૂરને તીક્ષ્ણ તથા સર્પના ઝેર સરખાં અનેક બાણોના સમૂહોથી પીડવા મંડયો. આથી પ્રસન્ન થતા તે બે પિતા પુત્રનું દેવ તથા અસુરના જેવું અતુલ યુદ્ધ થવા લાગ્યું અને હસતા બભ્રુવાહને નમેલા પર્વવાળા બાણથી નરશ્રેષ્ઠ મુકુટવાળા અર્જુનને ઘુંટણના ભાગમાં પ્રહાર કર્યો અને તે બાણ અગ્ર ભાગસહિત જેમ સર્પ રાફડામાં પેસે તેમ કુંતીપુત્ર અર્જુનને ભેદી પૃથ્વીતલમાં પેઠું. દૃઢ વેદનાથી યુક્ત એવા બુદ્ધિમાન્ ઉત્તમ ધનુષનો આશ્રય કરી દિવ્ય તેજરૂપ ઇશ્વર પ્રત્યે પ્રવેશ કરી મરણ પામેલા હોય તેમ થયા. પછી સંજ્ઞા (જ્ઞાન) પામી પુત્રને વખાણી પુરૂષ શ્રેષ્ઠ, મહા તેજસ્વી ઇંદ્રપુત્ર અર્જુન, આ વાક્ય બોલ્યા—'સારૂં' હે મહાભુજ વત્સ! હે ચિત્રાંગદાના પુત્ર! તમારૂં સરખું (યોગ્ય) કર્મ જોઇ પ્રીતિમાન્ થયો છું. હે પુત્ર! આ હું તારા તરફ બાણ મૂકું છું માટે હે પુત્ર! યુદ્ધમાં સ્થિર થા. આવું કહીને શત્રુને હણનાર તે બાણવૃષ્ટિ કરવા લાગ્યા. ગાંડીવ ધનુષ્યથી નાંખેલાં વજ્ર તીવ્ર તર અશનિ સરખી કાંતિવાળાં સર્વ બાણોને ભાલાઓથી બે તથા ત્રણ કટકા કરી કાપવા મંડયો. કુંતીપુત્ર અર્જુને દિવ્ય બાણોથી અને ક્ષુરથી (સજૈયાથી) સુવર્ણના તાલ સરખા સુવર્ણથી શોભિત એવા તેના ધ્વજને રથથી પાડયો, તેમ હે શત્રુને દમનાર રાજન્! હસતા હોય તેમ રહેલા પાંડવે એના મોટા શરીરવાળા અને મોટા વેગવાળા ઘોડાને જીવ રહિત કર્યા. પછી અતિ કોપેલો તે રાજા રથથી ઉતરીને પગપાળો ક્રોધથી પિતા પાંડવને યુદ્ધ કરાવવા લાગ્યો. આ રીતે પુત્રના પરાક્રમથી પ્રસન્ન થતા, પાંડવોમાં શ્રેષ્ઠ એવા, વજ્રને ધારણ કરનારા ઇંદ્રના પુત્ર એવા અર્જુન પુત્રને અતિ પીડતા ન હતા. આથી પિતાને વિમુખ થયેલા (હઠેલા) માનનાર તે બળવાન બભ્રુવાહન સર્પના આકાર જેવાં બાણોથી પાછો પીડવા લાગ્યો. પછી બભ્રુવાહને બાળપણાથી (મૂર્ખતાથી) તીક્ષ્ણ, સારાં અગ્ર ભાગવાળાં બાણથી પિતાને હૃદયમાં બળ પ્રમાણે (જોરથી) વિંધ્યા. હે રાજન્! અતિ દુઃખ કરનાર તે બાણ મર્મને ભેદી પાંડવ પ્રત્યે પેઠો તથા તે પુત્રે છાતીમાં વિંધેલા કુરૂપુત્ર ધનંજય (અર્જુન) મોહથી પીડિત બની પૃથ્વીને પ્રાપ્ત થયા. હે રાજન્! જ્યારે કૌરવના ધુરંધર શૂર પડયા ત્યારે ચિત્રાંગદાનો પુત્ર રાજા બભ્રુવાહન મોહ પામ્યો ને પ્રથમજ અર્જુને

બાણોના સમૂહોથી વિંધેલો હતો તેથી યુદ્ધમાં ઘણી મહેનત કરીને તથા પિતાને હણેલો જોઇ યુદ્ધમાં અગ્ર ભાગમાં ધરતીનું આલિંગન કરી પડ્યો. આ રીતે ભર્ત્તાને હણેલા તથા પુત્રને પૃથ્વીમાં પડેલા જોઇ ત્રાસ પામેલી ચિત્રાંગદા રણભૂમિના આંગણામાં પેઠી અને શોકથી સંતાપ પામેલા હૃદયવાળી અતિ રોતી અને કંપતી એવી મણિપુરના પતિની માતા ( ચિત્રાંગદા ) બેભાન થઇ પડેલા પતિને જોવા લાગી.

**शोकसन्तप्त हृदया रुदतीवेपती भृशम् ।**
**मणिपूरपतेर्माता ददर्श निहतं पतिम् ॥ ३९ ॥**

**इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनुशासनपर्वणि ऊनाशीतितमो ऽध्यायः ॥ ७९ ॥**

## અધ્યાય ૮૦ મો. ચિત્રાંગદા ને ઉલૂપી.

**वैशंपायन उवाच—ततो बहुतरं भीरुर्विलप्य कमलेक्षणा ।**
**मुमोह दुःखसन्तप्ता पपात च महीतले ॥ १ ॥**

વૈશંપાયને કહ્યું—ત્યાર પછી અતિ ઘણો વિલાપ કરી, કમળના સરખાં નેત્રવાળી તે ભીરૂ સ્ત્રી મોહ પામી અને દુઃખથી સંતાપ પામેલી પૃથ્વી ઉપર પડી. પછી શોભિત શરીરને ધારણ કરનારી તે દેવી ( પટરાણી ) સંજ્ઞા ( ભાન ) પામીને નાગની પુત્રી ઉલૂપીને જોઇ આ વાક્ય બોલી. હે ઉલૂપિ ! તમારે કાજે મારા પુત્રે યુદ્ધને જીતનાર પતિને યુદ્ધમાં હણેલા, ભૂમિ ઉપર સુતેલા જુવો, જરૂર તમે આર્યના ધર્મને જાણનાર અને જરૂર પતિવ્રતા છો કે જે તમારે કાજે આ તમારો પતિ, યુદ્ધમાં હણેલો પડેલો છે અથવા જો આ અર્જુન તમારા સર્વ અપરાધવાળા છે તોપણ પ્રાર્થના કરવાથી તમે ક્ષમા કરો અને ધનંજય ( અર્જુન )ને જીવાડો. હે આર્યે ! હે કલ્યાણિ ! અવશ્ય તમે ધર્મને જાણનારાં ત્રણ લોકમાં પ્રખ્યાત છો, જે પુત્રથી ભર્ત્તાનો નાશ કરાવી પાછાં શોક કરતાં નથી. હે નાગ પુત્રી ! હું હણેલા પુત્રનો શોક કરતી નથી પણ પતિનો શોક કરૂં છું કે જેનું આ અતિથિપણું કર્યું. આ રીતે તે વખતે યશવાળી રાણી નાગની પુત્રી, દેવી ઉલૂપીને કહી સ્વામિની સમીપ જઇ આ રીતે વચન બોલી. હે કુરૂના મુખ્ય એવા યુધિષ્ઠિરના પ્રિય ! હે મારા મુખ્ય પ્રિય ! હે મહાભુજ ! મેં તમારા ઘોડાને મુક્ત કરાવ્યો છે માટે ઉભા થાઓ. હે વિભુ ! અવશ્ય આપે તો આ ધર્મરાજના યજ્ઞના ઘોડાને અનુસરવું. તમે શું પૃથ્વી પર સુતા છો ? હે કુરૂપુત્ર ! જે તમારામાં મારા અને કૌરવોના પ્રાણ આધીન રહેલા છે તે તમે બીજાઓના પ્રાણને દેનાર થઇ શાથી પ્રાણને તજનાર થાઓ છો ? હે ઉલૂપિ ! આ પતિને પૃથ્વી ઉપર પડેલા સારી રીતે જુવો. આ પુત્રને તજી ઘાત કરાવી કેમ શોક નથી કરતાં ? આ બાળક મૃત્યુને વશ થઇ ભૂમિ ઉપર સુતો પણ રાતાં નેત્રવાળા, નિદ્રાના નિયંતા, વિજય (અર્જુન) સારી રીતે જીવો. હે સૌભાગ્યવતિ ! અતિ મદવાળા નરોને બહુ ભાર્યાવાળાપણું થાય છે, એ અપરાધ નથી માટે તમારી એવી બુદ્ધિ થાઓ આં, પણ બ્રહ્માએ આજે સખાપણું કરેલું છે તે સદા અખંડ સખાપણું રહેનાર જાણો અને તમારી સંગત સત્ય થાઓ. જો આજ પુત્રવડે આ પતિનો ઘાત કરાવી જીવતા નહિ દેખાડો તો હું જીવિત છોડીશ અને હે

દેવિ ! પતિ ને પુત્ર રહિત કરેલી, દુઃખવાળી હું અહિંજ તમારા જોતાં અનશન વ્રત ( ન જમવાના વ્રત )નો આશ્રય કરીશ એમાં સંશય નથી. આ પ્રમાણે નાગની પુત્રીને કહી હે જનાધિપ ! તેની શોક્ય, ચિત્રવાહનની પુત્રી ચિત્રાંગદા પ્રાય ( અનશન ) વ્રતને સેવનાર થઇ મૈં મૌન ધરી રહી. વૈશંપાયને કહ્યું–ત્યારે વિલાપ કરી વિરામ પામેલી તે ભર્ત્તાનાં ચરણોને ગ્રહણ કરી નજીક બેઠેલી, ઉંચા શ્વાસવાળા પુત્રને જોતી દીન થઇ, ત્યાર પછી ફરી સંજ્ઞા પામી રાજા બભ્રુવાહન યુદ્ધભૂમિમાં માતાને આવેલી જોઇ આ પ્રમાણે બોલ્યો. આથી વધારે દુઃખ શું હોય જે મારી માતા સુખે વૃદ્ધિ પામેલી છે તે ભૂમિમાં પડેલા, મરેલા, શૂરવીરપતિની પાછળ જાય છે. વળી યુદ્ધમાં શત્રુઓને હણનારા સર્વ શસ્ત્રધારિયોમાં ઉત્તમ એવા પતિને યુદ્ધમાં મેં હણેલો જુવે છે. વિશાળ છાતીવાળા મહાભુજ, પતિને હણેલો જોનારી આ દેવીનું હૃદય ભેદ પામતું નથી માટે દૃઢ છે. જ્યાંસૂધી મરણનો માર્ગ આવ્યો નથી ત્યાં સુધી પુરૂષે મરવું દુર્લભ છે એમ હું માનું છું; કેમકે હું પોતે જીવિતથી વિયોગ પામતો નથી અને મારી માતા પણ જીવિતથી વિખુટાં પડતાં નથી, ધિક્કાર છે, મેં પુત્રે હણેલા કુરૂના વીર અર્જુનના સુવર્ણના કવચને પૃથ્વી ઉપર પડેલું જોઉં છું. બ્રાહ્મણો મારા શૂર પિતાને મેં પુત્રે પાડેલા, વીરની શય્યામાં સુનેલા નિરખો. કુરૂ મુખ્ય યુધિષ્ઠિરે જે બ્રાહ્મણોને ઘોડાની પાછળ મોકલ્યા છે તેઓ યુદ્ધમાં મેં જે કર્મ કર્યું છે તે રૂપ મારા કામની શાંતિ કરશે માટે હે વિપ્રો ! આજ રણભૂમિમાં પિતાને હણનાર, અતિ ક્રૂર, પાપી એવો હું છું તેણે શું પ્રાયશ્ચિત્ત કરવું ? આજ પિતાને હણી અતિક્રૂર અમે ચર્મથી વિંટેલો હું તેના બાર માસ દુઃખે જવાના છે. આજ મારા પિતાને હણી પિતાનાંજ શિર તથા કપોળને જોડનાર આજ હું થાઉં તો તેનું પ્રાયશ્ચિત્ત છે તેથી બીજું નથી. હે નાગની ઉત્તમ પુત્રિ ! મેં હણેલા ભર્ત્તાને જુવો, મેં આજ યુદ્ધમાં અર્જુનને હણી તમારૂં પ્રિય કર્યું; હે શુભે ! હું આજ પિતૃએ સેવેલી ગતિને પામીશ માટે હું આત્મા ( દેહ )થી આત્મા (જીવ)ને ધારણ કરવા શક્તિમાન્ નથી. હે દેવિ ! તમે મારા તથા ગાંડીવ ધનુષ્યવાળા અર્જુનના મરવાથી પ્રીતિવાળાં થાઓ. હું સત્યથી આત્માને શાપ ( ઠપકો ) આપું છું. આ રીતે કહી હે મહારાજ ! તે વખતે આચમન કરી ( જળનો સ્પર્શ કરી ) દુઃખ ને શોકથી ધાયલ થયેલો તે રાજા દુઃખથી બોલ્યો કે હું જે રીતે સત્ય કહું છું તે રીતે હે માત ! તમે અને સ્થાવર, જંગમ, સર્વ પ્રાણિયો સાંભળો. જો નરોમાં શ્રેષ્ઠ એવા મારા પિતા જયવાળા અર્જુન નહિ ઉભા થાય તો આજ યુદ્ધના ભાગમાં હું શરીરને શોષ પમાડીશ. પિતાને હણીને કયાંય પણ મારૂં પ્રાયશ્ચિત્ત નથી માટે જરૂર પિતાના વધથી પીડા પામેલો હું નરકને પામીશ. શૂર ક્ષત્રિયને હણી મનુષ્ય સો ગાયનાં દાનથી મુક્ત થાય છે પણ આ રીતે પિતાને હણવાથી મારાં પાપોનું નિવારણ થવું દુર્લભ છે. એ એક મહા તેજસ્વી પાંડુપુત્ર ધનંજય ( અર્જુન ) મારા પિતા અને ધર્માત્મા છે, તેના નાશથી મારૂં પ્રાયશ્ચિત્ત કયાંથી થાય ! આ પ્રમાણે કહીને હે નૃપ ! ધનંજયનો પુત્ર મહા બુદ્ધિમાન્ રાજા ( બભ્રુવાહન ) જળનો સ્પર્શ કરી અનશન વ્રતવાળો થઇ મૌન રહ્યો. વૈશંપાયને કહ્યું—હે શત્રુને તપાવનાર ! તે સમયે જ્યારે પિતાના શોકથી ભરેલો રાજા મણિપૂરનો પતિ માતાની સાથે અનશન વ્રત કરવા બેઠો ત્યારે ઉલૂપીએ સંજીવન ( જીવાડનારો ) મણિ સંભાર્યો અને તે વખતે નાગોના ઉત્તમ આશ્રયરૂપ તે મણિ નજીક આવી પ્રાપ્ત થયો. પછી હે કૌરવ ! તેને લઇ નાગરાજ પતિની પુત્રી સૈનિકોનાં મનને આનંદ પમાડનારી વાણી બોલી કે હે પુત્ર ! ઉઠો

થા ! શોક ન કર, તેં અર્જુનને જીતેલા નથી. એ પુરુષોથી તથા ઇંદ્ર સહિત મોટા દેવોથી પણ જીતી શકાય એમ નથી પણ આજ મેં આ તારા યશસ્વી પિતા અને નરોના પ્રતિ અર્જુનના પ્રિય માટે મોહની ( મોહ કરનારી ) નામે માયા દેખાડી. હે કૌરવ રાજન્ ! સંગ્રામમાં યુદ્ધ કરતાં તારા પુત્રના બળને જાણવાની ઇચ્છાથી આ શત્રુના વીરોને હણનાર અર્જુન આવેલો છે માટે હે પુત્ર ! મેં યુદ્ધ સારૂ તમને પ્રેરણા કરી પણ આથી હે સમર્થ પુત્ર ! આપ પણ પોતાથી પાપ થયેલું ધારો માં; કારણ કે હે પુત્ર ! આ ( અર્જુન ) પુરાતન સદા રહેનાર અવિનાશી મહાન્ આત્મારૂપ ( મહત્તત્વરૂપ ) ઋષિ છે માટે યુદ્ધમાં ઇંદ્ર પણ એને જીતવા શક્તિમાન્ નથી. હે નૃપ ! આ મેં આણેલો દિવ્ય મણિ છે કે જે નિત્ય મરેલા, મારેલા સર્પોના અધિપતિયોને જીવાડે છે. આને હે સમર્થ ! તું આ પોતાના પિતાની છાતી ઉપર સ્થાપિત કર એટલે તે જ વખતે તું કુંતીપુત્ર પાંડવને જીવિતવાળા જોઇશ.

આ પ્રમાણે કહેલા ઘણા તેજવાળા પાપને ન કરનારા બભ્રુવાહને તે સમયે સ્નેહથી કુંતીપુત્રની છાતી ઉપર મણિ રાખ્યો. જ્યારે મણિ રાખ્યો ત્યારે શૂર, સમર્થ અને જીતવાના સ્વભાવવાળા, શુદ્ધ રાતાં નેત્રવાળા અર્જુન ઉત્પન્ન થયેલા જીવિતવાળા થયા, અને ઘણા વખતથી સૂતેલા હોય તેમ ઉઠયા. આ રીતે ઉભા થયેલા, સંજ્ઞા પામેલા તે, મનસ્વી મહાત્મા પિતાને સ્વસ્થ થયેલા જોઇ બભ્રુવાહન વંદન કરવા લાગ્યો. હે સમર્થ ( જનમેજય ) ! જ્યારે ફરીને પુરુષોમાં શ્રેષ્ઠ, લક્ષ્મીવાન અર્જુન ઉભા થયા ત્યારે ઇંદ્રે દિવ્ય, પુણ્યકારી પુષ્પોની વૃષ્ટિ કરી, તેમ નહિ વગાડેલાં મેઘના સરખા અવાજવાળાં દુંદુભિ ( નગારાં ) વાગવા લાગ્યાં અને આકાશમાં ' સારૂં થયું સારૂં થયું ' એમ મોટો શબ્દ થયો. આથી આશ્વાસના પામી ઉભા થઇ મહાભુજ અર્જુને બભ્રુવાહનને આલિંગન કરી મસ્તક તરફ નાક કર્યું અને દૂર, ઉલૂપીની સાથે બેઠેલી, શોકથી દુર્બળ થયેલી, ચિત્રાંગદાને જોઇ ત્યારે અર્જુને પૂછયું-હે શત્રુઓને હણનાર ! કેમ આ સઘળું રણભૂમિનું આંગણું શોક, વિસ્મય અને હર્ષવાળું જણાય છે ? આ જાણતા હો તો મને કહો ? આ તમારી માતા, શા માટે રણભૂમિમાં આવેલાં છે અને આ નાગરાજની પુત્રી ઉલૂપી શા સારૂ અહિં આવેલાં છે ? મારા કહેવાથી તમે યુદ્ધ કર્યું એ હું જાણું છું પણ હું સ્ત્રીઓના આવવાનાં કારણ જાણવાને ઇચ્છું છું. તે વખતે મણિપૂરનો પતિ જાણનાર છતાં તેમને મસ્તકવડે પ્રસન્ન કરી ( નમન કરી ) કહેવા લાગ્યો કે તે વાત આ, ઉલૂપીને પૂછો.

तमुवाच तथा पृष्टो मणिपूरपतिस्तदा ।
प्रसाद्य शिरसा विद्वानुलूपी पृच्छ्यतामियम् ॥ ६१ ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि अशीतितमोऽध्यायः ॥ ८० ॥

## અધ્યાય ૮૧ મો. ઉલૂપીએ કરેલો ખુલાસો.

अर्जुन उवाच--किमागमनमकृत्यं ते कौरव्यकुलनंदिनि ।
मणिपूरपतेर्मातुस्तथैव चरणाजिरे ॥ १ ॥

અર્જુને પૂછ્યું—હે કુરુના કુળને આનંદ પમાડનારાં ! તમારૂં અને મણિપૂરના પતિની માતાનું અહિં આવવાનું કારણ શું છે ? હે નાગપુત્રિ ! કેમ આ રાજાના કુશળને ઇચ્છનારાં છો અથવા હે ચપળ કટાક્ષવાળાં ! કેમ તમે મારૂં શુભ ઇચ્છો છો ? હે સાંકડી કેડવાળાં તથા પ્રિય દેખાવવાળાં, મેં અથવા બભ્રુવાહને અજ્ઞાનથી તમારૂં અપ્રિય તો નથી કર્યું ? તમારી શોક્ય, ઉત્તમ નિતંબ (કેડની પાછળના ભાગ) વાળાં ચિત્રવાહનનાં પુત્રી, રાજપુત્રી ચિત્રાંગદા કંઇ પણ અપરાધ કરતાં નથી ? આ સાંભળી નાગરાજની દીકરી હસતી હોય તેમ તેને કહેવા લાગી કે નથી મારા તમે અપરાધી થયા કે નથી બભ્રુવાહન મારો અપરાધી તેમ આ તેને જણનારી (મા) મારી અપરાધી નથી કે જે મારા દાસની પેઠે રહેલી છે. જે જે રીતે મેં સઘળું કરેલું છે તે તે રીતે સાંભળો. તમને મસ્તકવડે પ્રસન્ન કરી કહું છું કે મારી ઉપર તમારે કોપ કરવો નહિ. હે વિભુ કૌરવ ! મેં આ તમારા પ્રિય માટે જે કર્યું હતું તે હે મહાભુજ ધનંજય ! પૂર્ણતાથી સાંભળો–મહાભારત યુદ્ધમાં તમે અધર્મથી શંતનુના પુત્ર, નૃપતિ ભીષ્મને માર્યા હતા તેનું આ પ્રાયશ્ચિત્ત કર્યું. હે પાર્થ ! હે વીર ! તમે યુદ્ધ કરતાં ભીષ્મને પાડયા નથી પણ શિખંડિની સાથે મળેલા ભીષ્મને શિખંડિનો આશ્રય કરી તમે હણેલા છે માટે જો તમે તેની શાંતિ કર્યા વિના જીવિતને તજત તો તે પાપવાળાં કર્મથી જરૂર નરકમાં પડત, તેથી પુત્ર થકી જે સ્થિતિને તમે પામ્યા એ ગંગાસહિત વસુએ શાંતિ કહેલી હતી તે થઇ. હે પૃથ્વીપાલ ! હે મોટી બુદ્ધિવાળા ! પૂર્વે વસુઓએ જે કહેલું હતું તે મેં બધું સાંભળ્યું છે. હે નૃપ ! જ્યારે ગંગાના તીરનો આશ્રય કરી શંતનુના પુત્ર ભીષ્મ નાશ પામ્યા ત્યારે દેવતા વસુઓ સ્નાન કરી ભેગા થઇ મહાનદી ગંગાને, ભગીરથની પુત્રી ગંગાના મતથી તે વખતે આવું ઘોર વચન કહેવા લાગ્યા—હે સદ્ભાવિનિ ! યુદ્ધમાં બીજાની સાથે આસક્ત થયેલા, નહિ લડનારા શંતનુના પુત્ર ભીષ્મને અર્જુને હણ્યા માટે આ પ્રસંગથી આજ આપણે અર્જુનને શાપથી મુક્ત કરિયે. આ સાંભળી તેણે 'તેમ થાઓ એમ કહ્યું અને તે હું પિતાને જણાવી ઘરમાં પેસી વ્યથા પામેલી ઇંદ્રિયોવાળી થઇ, ને (પિતા) પણ તે સાંભળી ઘણો ખેદ પામ્યા. પછી મારા પિતા વસુઓ પાસે જઇ તમારે અર્થે યાચના કરવા લાગ્યા તથા વારંવાર તેઓને પ્રસન્ન કરવા લાગ્યા, ત્યારે તેઓએ આ વચન કહ્યું કે, હે મહાભાગ ! નાગોના ઇંદ્ર, જ્યારે તેનો પુત્ર યુવાન મણિપૂરનો રાજા છે તે યુદ્ધના મધ્યમાં બાણોથી એમને પૃથ્વીપર પાડશે ત્યારે એમ કરવાથી તે શાપથી મુક્ત થશે. આમ કહી વસુઓએ 'જાઓ' એમ કહેલા તે મારી પાસે આવ્યા અને એ બધું મને કહ્યું, તે સાંભળીને મેં તમને તે શાપથી મુક્ત કરાવ્યા છે. દેવોના રાજા ઇંદ્ર પણ તમને યુદ્ધમાં પરાજય પમાડી શકે નહિ; પણ પુત્ર આત્મા (પોતા)રૂપ કહેલો છે તેથી અહિં તેણે પરાભવ પામેલા થયા છો. હે સમર્થ ! આમાં મારો દોષ માનવાનો નથી અથવા તમે કેમ માનો છો ? એ રીતે કહેતાં અર્જુન પ્રસન્ન મનથી બોલ્યા—હે દેવિ ! તમે જે કર્યું છે તે સઘળું મને અતિ પ્રિય છે, એમ કહી અર્જુને પુત્ર એવા મણિપૂરના પતિ (બભ્રુવાહન) ને કૌરવની પુત્રી ચિત્રાંગદાના સાંભળતાં તે વખતે કહ્યું—હે નૃપ ! યુધિષ્ઠિરનો અશ્વમેધ આવતી ચૈત્ર માસની પૂર્ણિમાને દિવસે થશે માટે તેમાં અમાત્ય સહિત તથા માતાઓ સહિત આવજો. આ રીતે કુંતીપુત્ર અર્જુને કહેલા તે બુદ્ધિમાન અને જેનાં નેત્રો આંસુઓથી મલિન થયાં છે એવો રાજા બભ્રુવાહન પિતા પ્રત્યે આ પ્રમાણે વચન બોલ્યો—હે

ધર્મને જાણનાર! તમારી આજ્ઞાથી હું દ્વિજમંડળ મહાયજ્ઞ અશ્વમેધમાં આવીશ, પણ હે ધર્મજ્ઞ! આજ મારા અનુગ્રહ અર્થે બે ભાર્યાઓ સાથે પોતાના પૂરમાં પધારો, આમાં તમને વિચાર થાઓ માં. હે સમર્થ! જીતનારાઓમાં ઉત્તમ, અહિં પોતાના સ્થાનમાં સુખે એક રાત રહી પાછા ઘોડાની પાછળ આપ ગમન કરજો. આ પ્રમાણે પુત્રે કહેલા તે વાનર યુક્ત ધ્વજવાળા કુંતીપુત્ર અર્જુન હસીને ચિત્રાંગદાના પુત્રને તે સમયે કહેવા લાગ્યાકે હે વિશાળ નેત્રવાળા મહાભુજ! હું દીક્ષા પ્રમાણે ફરૂં છું તે તમારૂં જાણેલું છે માટે હું પ્રથમ તમારા પૂર પ્રત્યે પ્રવેશ નહિ કરૂં. હે નરશ્રેષ્ઠ! આ યજ્ઞનો ઘોડો ઇચ્છા પ્રમાણે જાય છે માટે મારૂં એક સ્થાન નથી તેથી હું હવે જઇશ, તમારૂં કલ્યાણ થાઓ. આ સાંભળી તેણે વિધિ પ્રમાણે સત્કાર કરેલા, બે ભાર્યાઓએ આજ્ઞા આપેલા ઇંદ્રના પુત્ર ભરતશ્રેષ્ઠ અર્જુન ચાલ્યા.

**स तत्र विधिवत्तेन पूजितः पाकशासनिः ।**
**भार्याभ्यामभ्यनुज्ञातः प्रायाद्भरतसत्तमः ॥ ३२ ॥**

**इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि एकाशीतितमोऽध्यायः ॥ ८१ ॥**

## અધ્યાય ૮૨ મો. મગધમાં યુદ્ધ.

**वैशंपायन उवाच—स तु वाजीसमुद्रान्तां पर्येत्य वसुधामिमाम् ।**
**निवृत्तोभिमुखो राजन् येन वारणसाह्वयम् ॥ १ ॥**

વૈશંપાયને કહ્યું—હે રાજન્! તે ઘોડો સમુદ્ર પર્યંત તમામ પૃથ્વીમાં ચોતરફ ફરી જે રસ્તે હસ્તિનાપુર છે તે તરફ પાછો વળ્યો. પછી ઘોડાની પાછળ જનાર, મુકુટને ધારણ કરનાર અર્જુન પણ પાછા વળ્યા અને તે વખતે ઇશ્વરેચ્છાથી અથવા એની મેળે રાજગૃહ નામના પૂર પાસે આવ્યા. હે સમર્થ! તેમને સમીપ આવેલા જોઇ ક્ષત્રિયના ધર્મમાં રહેલા શૂર સહદેવનો પુત્ર. યુદ્ધ માટે બોલાવવા લાગ્યો અને તે સમયે નગરથી નિકળી રથવાળો, ધનુષવાળો, બાણવાળો, ને હાથનાં રક્ષણવાળો છતાં તે મેઘસંધિ પગપાળો અર્જુન તરફ દોડયો. હે મહારાજ! મહા તેજસ્વી મેઘસંધિ અર્જુનને મળી કુશળપણાથી નહિ પણ બાળના ભાવથી બોલ્યો કે હે આર્ય ભારત! આ તમારો ઘોડો સ્ત્રીઓના મધ્યમાં હોય તેવો છે. ઘોડાને હું હરીશ, તમે તેને મૂકાવવા યત્ન કરજો. જો યુદ્ધમાં તમે મારા પિતૃથી શિખેલા નથી તો હું તમારૂં અતિથિપણું કરીશ, હું પ્રહાર કરૂં છું અને તમે પ્રહાર કરો. આ પ્રમાણે કહેતાં પાંડવ એને હસતા હોય તેમ બોલ્યા કે મારે વિઘ્ન કરનારને વારવો (હઠાવવો), આવું મારૂં વ્રત મોટા ભાઇએ કરાવેલું છે તે હે નૃપ! તમારૂં પણ જરૂર જાણેલું છે, તમે શક્તિ પ્રમાણે પ્રહાર કરો, મને ક્રોધ નથી. આ પ્રમાણે કહ્યું ત્યારે પ્રથમ, જેમ હજાર નેત્રવાળા ઇંદ્ર વૃષ્ટિ કરે તેમ હજારો બાણને ફેંકતો એવો, મગધ દેશનો રાજા (મેઘસંધિ) પાંડવને પ્રહાર કરવા લાગ્યો. પછી હે ભરતશ્રેષ્ઠ! શૂર ગાંડીવ ધારી અર્જુને ગાંડીવથી નાંખેલાં બાણોએ કરી યત્નવાળાં બાણોને નિષ્ફળ કર્યાં. આ રીતે જેના ધ્વજમાં વાનર છે એવા અર્જુને તેના બાણોના સમૂહને નિષ્ફળ કરી દીસ

મુખવાળાં સર્પો સરખાં પ્રકાશિત બાણુ નાંખ્યાં. આ રીતે કુંતીપુત્ર અર્જુને ધ્વજ, પતાકા, દંડ, રથ, મંત્ર અને ઘોડાની બાબતમાં રક્ષા ન કરાતો તથા બીજા, રથના અંગોના વિષયમાં રક્ષણુ નહિ કરાતો અને સારથિ તથા શરીરની બાબતમાં રક્ષણુ કરાતો, મગધદેશનો રાજા, તેમને ( રક્ષાને ) પોતાના પરાક્રમરૂપ માની અર્જુનના શરીર સામે બાણો ફેંકવા લાગ્યો. મગધદેશના રાજાએ અતિ પ્રયત્ન કરેલા, ગાંડીવ ધનુર્ધારી અર્જુન જે રીતે વસંતકાળમાં પુષ્પવાળું કેસુડાનું ઝાડ શોભે તે રીતે શોભવા લાગ્યા. હે કૌરવ! અર્જુને ન હણાતો મગધ દેશનો રાજા પાંડવ શ્રેષ્ઠ અર્જુનને હણવા લાગ્યો, તેથી તે લોકના શૂરના દેખાવમાં રહ્યા ( જગતના શૂર જેવા દેખાયા ). પછી ક્રોધ પામી અર્જુને જોરથી ધનુષ ખેંચી, તેના ઘોડાઓને નિર્જીવ કર્યા, સારથિનું મસ્તક હરણ કર્યું, ક્ષુરથી એના વિચિત્ર મોટા ધનુષને કાપ્યું; તેમ એના હાથની રક્ષા કરનારા મોજાને, પતાકાને, તથા ધ્વજને પાડયો. આથી વ્યથા પામેલો, ઘોડારહિત, ધનુષ્યરહિત અને જેનો સારથિ નાશ પામેલો છે એવો તે રાજા ગદા લેઇ વેગથી સામે દોડયો આ રીતે સમીપ આવતાં તેની સુવર્ણથી શોભિત ગદાને ઝટ ઘણાં, ગીધના સરખાં વેગવાળાં બાણોથી બહુ પ્રકારે કાપી નાંખી અને પડી ગયેલાં મણિનાં બંધનવાળી, કટકારૂપ થયેલી ગદા, છોડી મૂકાતી નાગણીની પેઠે ધરણીતલ ઉપર પડી. આ રીતે રથરહિત, ધનુષ્યરહિત અને ગદાથી રહિત થયેલા તે રાજાને વાનરધ્વજ અર્જુને શાંતિપૂર્વક કહ્યું કે હે પુત્ર! તમે આ ક્ષત્રિયનો ધર્મ સંપૂર્ણ દર્શાવ્યો, હવે જાઓ. હે રાજન્! બાળક છતાં તમારૂં યુદ્ધમાં આ કર્મ ઘણું છે. હે રાજન્! યુધિષ્ઠિરનો એવો સંદેશો છે કે રાજાઓને હણવા નહિ તેથી યુદ્ધમાં મારા અપરાધી છતાં પણ તમે જીવો છો, આ રીતે તે વખતે પોતાને આજ્ઞા કરેલાં વચનને માની મગધદેશનો રાજા સત્ય છે એમ જાણી બે હાથ જોડી માન આપવા લાગ્યો. તમારૂં કલ્યાણ થાઓ, હું પરાજય પામ્યો છું તેથી યુદ્ધ કરવા ઉત્સાહ ધરતો નથી, આજ મારે તમારૂં જે જે કરવાનું હોય તે કહો અને કરેલુંજ જાણો. આ સાંભળી તેને આશ્વાસન આપી અર્જુન ફરી બોલ્યા–તમારે અમારા રાજાના અશ્વમેધમાં બીજી ( આવતી ) ચૈત્ર પૂર્ણિમા ઉપર આવવું, આ પ્રમાણે કહેવાયેલો તે સહદેવનો પુત્ર 'ઠીક' એમ કહી યુદ્ધમાં શ્રેષ્ઠ એવા અર્જુનને તથા તે ઘોડાને વિધિ પ્રમાણે પૂજવા લાગ્યો. પછી ફરીને પણ કેશવાળીવાળો તે ઘોડો ઇચ્છા પ્રમાણે સમુદ્રના તીરથી કોસલ દેશસહિત પુંડ્ર અને બંગદેશ ( બંગાલા ) તરફ ગયો તથા હે રાજન્! તે તે ઠેકાણે ધનને જીતનાર અર્જુને ગાંડીવ ધનુષ્યથી અનેકવાર ઘણાં મ્લેચ્છોનાં સૈન્યો જીત્યાં.

तत्र तत्र च भूरीणि म्लेच्छसैनान्यनेकशः ।
विजिग्ये धनुषा राजन् गाण्डीवेन धनंजय ॥ ३० ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि मगधविजये द्व्यशीतितमोऽध्यायः ॥ ८२ ॥

## અધ્યાય ૮૩ મો. દક્ષિણાપથપર્યટન.

वैशंपायन उवाच—मागधेनार्चितो राजन्पाण्डवः श्वेतवाहनः ।
दक्षिणां दिशमास्थाय चारयामास तं हयम् ॥ १ ॥

વૈશંપાયને કહ્યું—હે રાજન્! મગધ દેશના રાજાએ સત્કાર કરેલા ધોળા વાહનવાળા પાંડવ અર્જુન, દક્ષિણ દિશાએ તે ઘોડાને ચલાવવા લાગ્યા. તે પછી ઇચ્છા પ્રમાણે ફરનાર, બળવાન તે ઘોડો પાછો ફરી ચેદિ રાજાઓની રમણીય, શુક્તિસાહ્વય નગરી પાસે આવ્યો. ત્યાં શિશુપાલના પુત્ર, પ્રસિદ્ધ એવા શરભે તે વખતે મહા બળવાન અર્જુનનો યુદ્ધ પૂર્વક અને પૂજાથી સત્કાર કર્યો. ત્યાર પછી હે રાજન્! અર્ચન કરેલો તે ઉત્તમ ઘોડો કાશી, અંગ, કોસલ, અને કિરાત દેશો તરફ તથા પછી તંગણ દેશો તરફ ગયો. ત્યાં ન્યાય પૂજા ગ્રહણ કરી કુંતીપુત્ર ધનને જીતનાર અર્જુન, પાછા ફરી દશાર્ણ દેશો તરફ ગયા. ત્યાં બળવાન, શત્રુને પીડનાર, ચિત્રાંગદ નામે રાજા હતો તેની સાથે અર્જુનનું અતિ ભયંકર યુદ્ધ થયું, તેને પણ વશ કરી મુકુટવાન, પુરુષ શ્રેષ્ઠ અર્જુન નિષાદો (ભિલ્લો) ના રાજા, એકલવ્યના દેશમાં ગયા. તે વખતે એકલવ્યનો પુત્ર યુદ્ધથી એમને ગ્રહણ કરવા લાગ્યો ( મળ્યો ). ત્યાં તેણે નિષાદોની સાથે રૂંવાંને હર્ષ પમાડનારૂં યુદ્ધ કર્યું. પછી યુદ્ધોમાં પરાજય રહિત, અને યુદ્ધમાં દુઃખે હઠાવાય એવા કુંતીપુત્રે યજ્ઞનાં વિઘ્ન સારૂ આવેલા તે, ( એકલવ્યના પુત્ર )ને પણ જીત્યો. આ રીતે નિષાદના પુત્રને જીતી, તેણે પૂજેલા ઇંદ્રના પુત્ર અર્જુન ફરી દક્ષિણ સમુદ્ર તરફ પ્રયાણ કરવા લાગ્યા. ત્યાં પણ દ્રવિડ, આંધ્ર, રૌદ્ર, માહિષક, અને કોલપર્વતના યોદ્ધાઓ સાથે મુકુટવાળા અર્જુનનું યુદ્ધ થયું. તેઓને પણ અતિ ઉગ્ર નહિ એવાં કર્મથી જીતી વિજયવાન અર્જુન ઘોડાના વશપણાથી સુરાષ્ટ્ર ( સોરઠ ) તરફ ગયા. પછી ગોકર્ણ પાસે આવી પ્રભાસ ગયા. તે પછી કુરુરાજના યજ્ઞનો શોભિત ઘોડો રમણીય વૃષ્ણિ વીરોએ પાળેલી. દ્વારકાં નગરી સમીપ ગયો; તે શ્રેષ્ઠ ઘોડાને હરી યાદવોના કુમારો ચાલતા થયા. તે સમયે હે રાજન્! ઉગ્રસેને તેઓને નિવાર્યા. પછી તે વખતે વૃષ્ણિ અને અંધક કુળના પતિ ઉગ્રસેન, મુકુટવાળા અર્જુનના મામા વસુદેવ સહિત નગરથી બહાર નિકળી મળી ભરતકુળના નરોમાં શ્રેષ્ઠ તેમજ કુરુ શ્રેષ્ઠ એવા અર્જુનને વિધિ પ્રમાણે પ્રીતિ પૂર્વક ઉત્તમ પૂજાથી સંતોષ્યા. પછી તેઓએ આજ્ઞા આપેલા તે જે માર્ગે ઘોડો ગયો તે રસ્તે ગયા. ત્યાંથી તે ઘોડો સમુદ્રના પશ્ચિમ ભાગમાં ક્રમથી ચાલવા લાગ્યો અને ત્યાંથી પંચનદ તરફ ગયો; તે દેશથી પણ હે કૌરવ! તે સમયે કુંતીપુત્રે અનુસરાતો તે ઘોડો ઇચ્છા પ્રમાણે ગંધાર દેશમાં ફરવા લાગ્યો. પછી મુકુટવાળા અર્જુનનું પ્રથમના વૈરને અનુસરનારા ગાંધાર લોકના રાજા શકુનિના પુત્રની સાથે ઘોર યુદ્ધ થયું.

ततो गान्धारराजेन युद्धमासीत्किरीटिनः ।
घोरं शकुनिपुत्रेण पूर्ववैरानुसारिणा ॥ २० ॥

**इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि त्र्यशीतितमो ऽध्यायः ॥ ८३ ॥**

## અધ્યાય ૮૪ મો. શકુનિના પુત્ર સાથે યુદ્ધ.

**वैशम्पायन उवाच**—शकुनेस्तनयो वीरो गान्धाराणां महारथः ।
प्रत्युद्ययौ गुडाकेशं सैन्येन महतावृतः ॥ १ ॥

વૈશંપાયને કહ્યું—ગંધાર દેશના યોદ્ધાઓમાં મહારથિ શૂર અને મોટાં સૈન્યથી યુક્ત

એવો શકુનિનો પુત્ર નિદ્રાને નિયમમાં રાખનારા અર્જુન સામે ગયો, તેમ રાજા શકુનિના વધને સહન નહિ કરનારા, હાથી ઘોડા અને રથેથી યુક્ત, પતાકા તથા ધ્વજોની પંક્તિવાળાં સૈન્ય સહિત, તે યોદ્ધાઓ ધનુષ ગ્રહણ કરી, કુંતીના પુત્ર સામે ચાલ્યા. તેઓને પરાજય રહિત, ધર્માત્મા એવા અર્જુને યુધિષ્ઠિરનું વચન કહ્યું પણ તેઓએ હિતકારી કહેવું સાંભળ્યું નહિ અને કુંતીપુત્રે શાંતિપૂર્વક વારતાં છતાં પણ ક્રોધ પામેલા તેઓ ઘોડાને ચોતરફથી ઘેરી ચાલતા થયા, ત્યારે પાંડવ ક્રોધ પામ્યા તથા તે વખતે પાંડવ અર્જુન યત્ન વગર થાય તેમ ગાંડીવથી મૂકેલાં, દીપ્ત અગ્રભાગવાળાં ક્ષુરોથી તેઓનાં મસ્તકોને છેદવા લાગ્યા આ રીતે હે મહારાજ ! કુંતીપુત્રે વધ કરાતા, બાણ વૃષ્ટિથી પીડા પામેલા તેઓ ઉતાવળથી ઘોડાને તજી નિવૃત્ત થયા અને ગંધારદેશના યોદ્ધાઓએ રોકાતા એવા તેજસ્વી પાંડુ પુત્ર ( અર્જુન ) તેમનાં મસ્તકોને પાડવા લાગ્યા. જ્યારે ચોતરફથી ગંધાર દેશના યોદ્ધાઓ વધ પામવા લાગ્યા ત્યારે શકુનિનો પુત્ર પાંડવને નિવારવા લાગ્યો. આ રીતે યુદ્ધ કરતા, ક્ષત્રિયના ધર્મમાં રહેલા તે રાજાને કુંતીપુત્ર કહેવા લાગ્યા કે, હે વીર ! યુધિષ્ઠિરની આજ્ઞાથી મારે રાજાઓનો વધ કરવો નથી માટે તમે યુદ્ધથી નિવૃત્ત થાઓ. આજ તમારો પરાજય ન થાઓ. આ પ્રમાણે કહેવા છતાં અજ્ઞાનથી મોહ પામેલો તે વચનનો અનાદર કરી ઈંદ્રની સમાન કર્મવાળા અર્જુન સામે બાણો ફેંકવા લાગ્યો, અમેય મનવાળા, કુંતીપુત્ર અર્જુને અર્ધચંદ્ર જેવા બાણથી તેના મસ્તકનું રક્ષણ કરનારા ટોપને જેમ જયદ્રથના મસ્તકને હર્યું હતું તેમ હર્યો તેને જોઇ સઘળા ગંધાર દેશના યોદ્ધાઓ વિસ્મય પામ્યા અને તેણે પચ્છાથી રાજા છો એમ જાણી હણ્યા નહિ, એમ તેને જણાવવા લાગ્યા અને ગંધાર દેશના રાજાનો પુત્ર તો પલાયનમાં ઉત્સાહ કરી તે જ, ક્ષુદ્ર મૃગોની પેઠે ત્રાસ પામેલા યોદ્ધાઓ સાથે નાસી ગયો. ત્યાં કુંતીપુત્રે વેગથી ચોતરફ દોડતા તે યોદ્ધાઓનાં મસ્તકોને નમેલ અગ્રવાળાં ભાલાંઓથી હર્યાં. કેટલાકોએ તો કુંતીપુત્રે નાંખેલાં, ગાંડીવ ધનુષથી છૂટેલાં, મ્હોળાં બાણોએ હરેલી ઉંચી થયેલી ભુજાઓને જાણી નહિ. ભાન વગર દોડતા એવા નર, હાથી અને ઘોડાવાળું દોડતું એવું સૈન્ય પડવા માંડ્યું તથા ઘણાઓ જેમાં ઘાયલ થયેલા અને નાશ પામેલા છે એવું તે વારંવાર ફરવા લાગ્યું. ઉત્તમ કર્મવાળા શૂર અર્જુનની આગળ પડતા એવા કોઇ પણ શત્રુઓ દેખાતા ન હતા કે જેઓ ધનને જીતનાર અર્જુનને સહન કરી શકે ભય પામેલી ગાંધારરાજની માતા મંત્રિવૃદ્ધોને આગળ કરી તથા ઉત્તમ અર્ઘ્યને લઇ નગરથી બહાર નીકળી અને વ્યગ્ર નહિ એવા યુદ્ધમાં દુર્મદ પુત્રને વારવા લાગી તથા ક્લેશ વગરનાં કર્મ કરનારા જીતનારા અર્જુનને પ્રસન્ન કરવા મંડી. સમર્થ એવા અર્જુને પણ તેનો સત્કાર કરી કૃપા કરી અને શકુનિના પુત્રને શાંત કરવા કહ્યું—હે મહાભુજ ! અત્રરહિત અને શત્રુઓને હણનાર તમે જે સામું યુદ્ધ કરવા આ બુદ્ધિ કરી તે, મને પ્રિય નથી. હે રાજન્ ! ગાંધારી, માતાને યાદ કરવાથી તે તે ધૃતરાષ્ટ્રનાં કૃત્યથી જીવો છો પણ તમારા અનુચરોને હણ્યા માટે હવે આવા થાઓ માં, વૈર શાંતિ પામો, તમારી બુદ્ધિ આવી થાઓ માં અને તમે અમારા નૃપ ( રાજા )ના અશ્વમેધ યજ્ઞમાં બીજી ચૈત્રપૂર્ણિમાને દિવસે આવજો.

**मैवं भूःशाम्यतां वैरं मातेभूद्बुद्धिरीदृशी ।**

**गच्छेथास्त्वं परा चैत्रीमश्वमेधेनृपस्य नः ॥ २४ ॥**

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि गांधारविजये चतुरशीतितमो ऽध्यायः ॥ ८४ ॥

## અધ્યાય ૮૫ મો. દિગ્વિજય કરી અર્જુનનું આવવું

वैशम्पायन उवाच—इत्युक्त्वानुययौ पार्थो हयं कामविहारिणम् ।
न्यवर्त्तत ततो वाजी येन नागाह्वयंपुरम् ॥ १ ॥

વૈશંપાયને કહ્યું—આ પ્રમાણે કહીને કુંતીપુત્ર અર્જુન ઇચ્છાથી ક્રીડા અથવા ગતિ કરનારા ઘોડાની પાછળ ગયા અને ઘોડા ત્યાં જે માર્ગે હસ્તિનાપુર હતું તે રસ્તે પાછો વળ્યો. આ રીતે તેને નિવૃત્ત થયેલા ચારથીજ (જાસૂસથીજ) યુધિષ્ઠિરે સાંભળ્યા. અર્જુનને કુશળયુક્ત સાંભળીને તે પ્રસન્ન થયા. તે વખતે ગાંધાર દેશમાં થયેલું વિજયવાન્ અર્જુનનું તે કર્મ સાંભળી તેમજ વળી બીજા દેશોમાં બનેલું કર્મ સાંભળી અતિ પ્રસન્ન થયા. એજ વખતમાં માઘ માસની બારશ તથા પુષ્ય નક્ષત્ર આવેલું જાણી મહા તેજસ્વી ધર્મરાજ, મહીપાલ યુધિષ્ઠિરે ભીમ, નકુળ અને સહદેવ સર્વ, ભાઇયોને લાવી તથા ધર્મધારિયોમાં શ્રેષ્ઠ અને વક્તાઓમાં શ્રેષ્ઠ એવા તેમણે તે વખતે પ્રહાર કરનારાઓમાં ઉત્તમ એવા ભીમને બોલાવી હે કૌરવ! કહ્યું—હે ભીમસેન! ધનંજય અર્જુનને અનુસરનારા પુરૂષો મને જે રીતે કહે છે તે રીતે તમારા નાના ભાઇ છે, એ ઘોડાસહિત આવે છે. હે ભીમસેન! આ વખત સમીપ આવ્યો છે, ઘોડા નજીક વર્તે છે, આ માઘની પૌર્ણમાસી છે અને શેષ એક માસ છે માટે વેદના પારને પ.મ ારા, વિદ્વાન્ બ્રાહ્મણો અશ્વમેધના કાર્યની સિદ્ધિ સારૂ સ્થાપના કરવા યોગ્ય યજ્ઞનો દેશ જુઓ. આ પ્રમાણે કહેલા અને પુરૂષોમાં શ્રેષ્ઠ એવા નિદ્રાને જીતનારા અર્જુનને આવતા સાંભળી હર્ષ પામેલા ભીમસેન પંડિત બૃહસ્પતિ સર્વથી યજનારાઓ સાથે યજ્ઞના કર્મમાં કુશળ બ્રાહ્મણોને આગળ કરી ચાલ્યો અને કૌરવે વિધિ પ્રમાણે શોભિત માર્ગોની સારી રચનાવાળો, કોટ અથવા વાડના સમૂહવાળો તે યજ્ઞનો માર્ગ માપ કરી ભરાવ્યો. તેને સો સો મેહેલોથી ધાટો, મણિવડે અતિ ઉત્તમ બાંધેલા ભૂમિવાળો. સુવર્ણ અને રત્નથી શોભિત વિધિ પ્રમાણે કરાવ્યો; તેમ શુદ્ધ સોનું આપી યજ્ઞસ્થાનના ભાગોમાં સુવર્ણથી વિચિત્ર સ્તંભો મોટાં તોરણો કરાવ્યાં. ધર્માત્મા ભીમસેને તે તે ઠેકાણે વિધિ પ્રમાણે જુદા જુદા દેશોથી આવેલા રાજાઓનાં અને જનાનાનાં ઘરો કરાવ્યાં. વળી કુંતીપુત્ર ભીમસેને જુદા જુદા દેશોથી આવેલા બ્રાહ્મણોનાં રહેવાનાં અનેક ઘરો વિધિ પ્રમાણે કરાવ્યાં. હે મહાભુજ! રાજાના હુકમથી ક્લેશરહિત કર્મવાળા રાજાઓ પાસે દૂતો મોકલ્યા. તે રાજાઓ હે નૃપશ્રેષ્ઠ! કુરૂપતિ યુધિષ્ઠિરનું પ્રિય કરવા અનેક રત્નો, સ્ત્રિઓ, ઘોડા અને આયુધો લઇ આવ્યા. તે મહાત્માઓનાં, તે સેનાસ્થાનકોમાં પ્રવેશ કરવા વખતે ઘૂઘવતા (ગાજતા) સમુદ્રના સરખો, અંતરિક્ષને સ્પર્શ કરનાર શબ્દ થયો. આ રીતે અતિથિ થઇ આવેલા તે રાજાઓ માટે કુરૂને વધારનારા રાજાએ અન્ન, પાન અને મનુષ્યો પાસે ન હોય એવી શય્યાઓ દેવા આજ્ઞા કરી. તેમ, ભરતશ્રેષ્ઠ ધર્મરાજે વાહનોને રહેવા જુદી જુદી ચોખા, શેરડી અને ગોરસો (દૂધ વગેરે) થી યુક્ત જગ્યાઓ દેખાડી. તે રીતે થયેલા બુદ્ધિમાન્ ધર્મરાજના યજ્ઞમાં બ્રહ્મવાદિ ઘણા મુનિયોનાં ટોળાં આવ્યાં. હે પૃથ્વીનાપતિ! જે શ્રેષ્ઠ દ્વિજો હતા તેઓ ત્યાં આવ્યા અને

શિષ્યો સહિત તેઓને કૌરવ યુધિષ્ઠિર મળ્યા તથા મહા તેજસ્વી યુધિષ્ઠિર પોતે દંભને તજી સર્વની પાછળ ઘરો સુધી ગયા. પછી સઘળો યજ્ઞનો વિધિ કરીને તે વખતે જે કારિગરો અને સ્થપતિઓ (બૃહસ્પતિઓ સર્વ કરનારા) હતા તેઓએ તે, ધર્મને જાણનારા યુધિષ્ઠિરને નિવેદન કર્યો. તે સઘળું કરેલું સાંભળી ભાઈયો સહિત આદરવાળા આલસ્ય રહિત એવા રાજા ધર્મરાજ પ્રસન્ન મનવાળા થયા. વૈશંપાયને કહ્યું—જ્યારે તે યજ્ઞ પ્રવૃત્ત થયો ત્યારે કારણના વાદવાળા, અથવા જુદાં જુદાં કારણોને કહેનારા, પરસ્પર જીતવાને ઇચ્છનારા ઉત્તમ વક્તાઓ બહુ કારણવાદોને કહેવા લાગ્યા અને હે ભારત! રાજાઓ ભીમસેને કરેલા દેવોના ઇંદ્રના યજ્ઞસરખા યજ્ઞના તે ઉતમ વિધિને જોવા લાગ્યા. એમાં તેઓએ સુવર્ણમય તોરણો, શય્યા, આસન અને વિહારો તથા અતિ ઘણા રત્નોના સમૂહ જોયા. તેમ ઘડા, પાત્રીઓ, કડાઈયો, કળશીઆઓ દીઠાં. તેઓમાં પૃથ્વીના અધિપતિ રાજાઓએ કશું પણ સુવર્ણ રહિત ન જોયું. કાળ પ્રમાણે વિધિની તુલ્ય કલ્પેલા, સુવર્ણથી શોભિત, શાસ્ત્રમાં કહેલા, ઘણાં તેજવાળા યૂપો (યજ્ઞસ્તંભો) જોયા. ત્યાં હે સમર્થ! રાજાઓએ જે કેટલાક સ્થળમાં થનારા છે અને જે જળમાં જન્મનારા છે તે સર્વ લાવેલા પશુઓને જોયા. આ રીતે તેઓએ ગાયો ભેંસો, વૃદ્ધ સ્ત્રીઓ, જળના જંતુઓ, ક્રૂર જીવો (સિંહ વગેરે), પક્ષિઓ, જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ, અને પર્વત તથા જળથી ભરેલા દેશોમાં થયેલા જીવો જોયા. આ પ્રમાણે પશુ, ગોધન અને ધાન્યથી સઘળા આનંદ પામેલા યજ્ઞના વાટને જોઇ રાજાઓ અતિ વિસ્મય પામ્યા. જ્યારે ત્યાં સમૃદ્ધિવાળાં બહુ અન્નને જમનારા બ્રાહ્મણો તથા બીજા નરોમાં એક લાખ વિપ્રો પૂર્ણ થતા ત્યારે વારંવાર મેઘના સરખી ગર્જનાવાળો દુંદુભિ વગાડવામાં આવતો હતો; તેમ દિવસ, દિવસ જાય ત્યારે પણ અનેકવાર દુંદુભિનાદ થતો હતો. આવી રીતે બુદ્ધિમાન્ ધર્મરાજનો તે યજ્ઞ થયો. જેમાં જનો હે રાજન્! પર્વતના સરખા અતિ ઘણા અન્નના ઢગલાઓ, દહિના પ્રવાહો અને ઘીના ધરાઓને જોતા હતા. હે રાજન્! જુદા જુદા દેશો સહિત સઘળો જંબુદ્વીપ (ભરતખંડ) તે રાજાના મોટા યજ્ઞમાં એક ઠેકાણે દેખાતો હતો. હે ભરતશ્રેષ્ઠ! ત્યાં પુરૂષોની ઘણી હજારો જાતિ પાત્રો લઇ જતી હતી અને માળાને ધારણ કરનારા શુદ્ધ મણિનાં કુંડળવાળા તે સર્વ, તથા જે નોકર ચાકર પુરૂષો હતા તેઓ હજારો તથા લાખો દ્વિજોને જુદા જુદા પ્રકારનાં અન્ન અને પાનો (પીવાના પદાર્થો) પીરસતા હતા તથા રાજાઓને ભોજન કરવા યોગ્ય પદાર્થો બ્રાહ્મણોને આપતા હતા.

विविधान्यन्नपानानि पुरुषा येनुयायिनः ।
तेवैनृपोपभोज्यानि ब्राह्मणानाददुश्च ह ॥ ४२ ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि यज्ञोत्सवकर्मणि पञ्चाशीतितमो ऽध्यायः ॥ ८५ ॥

## અધ્યાય ૮૬ મો: અશ્વમેધમાં સર્વેનું આતિથ્ય.

वैशम्पायन उवाच—समागतान्वेदविदो राज्ञश्च पृथिवीश्वरान् ।
दृष्ट्वा युधिष्ठिरो राजाभीमसेनमभाषत ॥ १ ॥

વૈશંપાયને કહ્યું--યજ્ઞમાં આવેલા, વેદને જાણનારા બ્રાહ્મણોને તથા પૃથ્વીના પાળનારા રાજાઓને જોઇ રાજા યુધિષ્ઠિર ભીમસેનને કહેવા લાગ્યા કે, આ નરોમાં શ્રેષ્ઠ પૃથ્વીપતિ રાજાઓ આવ્યા છે તેઓની પૂજા કરો, કારણ કે નરોના અધિપતિ રાજાઓ પૂજા કરવા યોગ્ય છે. આ પ્રમાણે યશસ્વી નરપતિ ( રાજા )એ કહેતાં મહા તેજસ્વી પાંડવ ભીમસેન નકુળ સહદેવની સાથે પૂજા કરવા લાગ્યા. પછી યુયુધાન, પ્રદ્યુમ્ન, ગદ, નિશઠ, સાંબ અને કૃતવર્મા સહિત સર્વ જીવોમાં ઉત્તમ એવા કૃષ્ણ બળદેવજીને આગળ કરી વૃષ્ણિઓની સાથે ધર્મપુત્ર યુધિષ્ઠિરની પાસે ગયા ને તેઓની પણ ઉત્તમ પૂજા મહારથિ ભીમસેને કરી તથા તેઓ સર્વ તરફથી રત્નોવાળાં મંદિરોમાં પેઠા. પછી યુધિષ્ઠિરની સમીપ કથાના અંતભાગમાં મધુ દૈત્યને મારનાર કૃષ્ણે અર્જુનને બહુ યુદ્ધથી કૃશ ( દુબળા ) થયેલા કહ્યા. આ સાંભળી કુંતીપુત્ર ધર્મથી થયેલા યુધિષ્ઠિર વારંવાર શત્રુને દમનાર કૃષ્ણને ઇંદ્રથી થયેલા, જીતનારા અર્જુનની ખબર પૂછવા લાગ્યા અને જગતપતિ એવા કૃષ્ણે કહ્યું–હે નૃપ ! દ્વારકામાં વસનાર મારો આપ્ત પુરૂષ આવ્યો કે જેણે હે પ્રભુ ! મારી સમીપ મહાભુજ અર્જુનને ઘણાં યુદ્ધોથી દુર્બળ થયેલા કહ્યા. હે કુંતીપુત્ર ! તમે અશ્વમેધના કાર્યની સિદ્ધિ સારુ કાર્યો કરો. આ રીતે કહેલા ધર્મરાજ યુધિષ્ઠિર બોલ્યા કે હે માધવ ! જીતવાના સ્વભાવવાળા અર્જુન આનંદથી કુશળ યુક્ત આવે છે. હે યદુપુત્ર ! પાંડવોમાં સૈન્યોના અગ્રેસર અર્જુને એની પાસે જે સંદેશો આપ્યો હોય તે આપે જણાવેલો હું અહિં જાણવા ઇચ્છું છું. આ રીતે તે વખતે ધર્મરાજે પૂછેલા, વૃષ્ણિ અને અંધક કુળના પતિ ઉત્તમ વક્તા કૃષ્ણ ધર્માત્મા યુધિષ્ઠિરને કહેવા લાગ્યા કે હે મહારાજ કુંતીપુત્ર ! અર્જુને કહ્યું છે કે, હે કૃષ્ણ ! તમારે વખત હોય ત્યારે મારું આ વચન યુધિષ્ઠિરને કહેવું. હે કૌરવોમાં શ્રેષ્ઠ ! સર્વ રાજાઓ યજ્ઞમાં આવશે તે આવેલા મોટા રાજાઓની પૂજા કરવી; કારણ કે એ આપણને ઘટિત અને હિતકારી છે, તેમ મારાં આ વચનથી આ રીતે રાજાને વિજ્ઞાપના કરવી કે જે રીતે પૂજા કરવામાં જે વિનાશકારી ( અયોગ્ય ) થતું હોય તે ન થાય તે રીતે રાજા તે કરવા યોગ્ય છે અને તમારે પણ તેમાંજ સંમતિ આપવી. હે રાજન્ ! રાજાઓના દ્વેષથી ફરી આ પ્રજા નાશ ન પામે તેમ કરવું, આ અને બીજું પણ વચન તેમણે કહેલું છે. હે કુંતીપુત્ર નૃપ ! અર્જુનનું વચન મારા કહેવાથી સાંભળો. આપણા યજ્ઞમાં મારો પ્રિય પુત્ર મહા તેજસ્વી, મણિપૂરનો પતિ રાજા બભ્રુવાહન આવશે, તે નિત્ય મારો ભક્ત અને પ્રીતિવાળો છે એથી હે પ્રભુ ! તમે તેને મારી ઇચ્છાથી વિધિ પ્રમાણે પૂજજો ( માનજો ). આ રીતે એ વચન સાંભળી ધર્મરાજ યુધિષ્ઠિર એનાં તે વાક્યને વખાણી આ પ્રમાણે વચન બોલ્યા.

इत्येतद्वचनं श्रुत्वा धर्मराजो युधिष्ठिरः ।
अभिनन्द्यास्य तद्वाक्यमिदं वचनमब्रवीत् ॥ २१ ॥

इतिश्री महाभारते आश्वमेधिकपर्वणि यज्ञविधौ पंचाशीतितमो ऽध्यायः ॥ ८६ ॥



